# માણેકદે પરમાર

યાને

## દેવીપુત્રની વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.**

ત્રણ દરવાજા-અમદાવાદ.


આવૃત્તિ ૬ ટ્ઠી — સં[illegible]

પ્રત ૪૦૦૦ — સને ૧૯૨[illegible]

મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય રાયખડરોડ-અમદાવાદ.

મુદ્રક: ગજાનન વિ. પાઠક.

કિંમત રૂ. ૦-૬-૦

અસંખ્ય ધારાથી ઉડતો ભક્તિરસનો ફુવારો.

# અમરચરિત્ર.

## ભાગ ૧-૨-૩-૪-૫

### ભક્ત બાપાલાલ વેણીરામ કૃત

**હાથમાંથી હેઠે મુકવાની ઇચ્છા જ ન થાય, એવો નિરંતર પાસે રાખવા લાયક લોકપ્રિય ગ્રંથ**

ભક્તિરસનો મહિમા વિશ્વવિખ્યાત છે, આમાં સત્ય, શિયળ, જ્ઞાન, નીતિ, વીર, હાસ્ય, કરૂણા, શ્રૃંગાર, શાન્ત, અદ્દભૂત અને ભયાનક રસથી ભરપુર એવા અસંખ્ય આખ્યાનોનો સંગ્રહ છે. આખ્યાનો ઘણી જ સરળ ભાષામાં લખાયેલા હોવાથી નાના બાળકો તેમ જ સ્ત્રીઓને પણ વાંચવા સુગમ પડે છે. પૌરાણીક વિષય આવી સરળ ભાષામાં સમજાવ્યો હોય એવો આ શિવાય બીજો એકે ગ્રંથ નથી. થોડા જ સમયમાં આ પુસ્તકની પ્રથમ ભાગની દસ આવૃત્તિ ખલાસ થઇ છે તેમ જ બીજા ભાગની સાત આવૃત્તિ ખલાસ થઇ છે એ જ એના સારાપણાની ખાત્રી બસ છે. દરેક ભાગની કિંમત રૂ. ૩) મુજબ પાંચ ભાગની કિંમત રૂ. ૧૫-૦-૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:— **મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર.**
ત્રણ દરવાજા—**અમદાવાદ.**

---

# માણેકદે પરમારની વાર્તા.

## પ્રશ્ન સ્તુતિ.

શંકર ઘોડો હરખડી, શેષનાગ ઉપર પ્લાન;
ચંદ્ર સુરજ બે પેંગડી, ચડે કોના વશ જાન.

## ઉત્તર.

બ્રહ્માની બેટી શારદા, બ્રહ્મ કુમારી તુજ નામ;
તું ચડે એ અશ્વપર, છે જુગમાં તુજ નામ.

## લાવણી.

માતારે મારી તું ભગવતી, દેવીરે મા તું મહાકાળી;
શંખ ચક્ર ને પદ્મ બિરાજે, ગદા ધરી ગૌરી કાળી.
તું ભગવતી દેવીરે માડી, શક્તિ રે મા સમશેર વાળી;
દીન દયાળી માતારે માહરી, મેહેર કરો અંબે રાણી. શંખ ચક્ર૦

આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢમાં મહાકાળી;
દક્ષિણમાં તું તુળજાભવાની, ચુંવાળમાં બહુચર બાળી.
બહુચરબાળી તું રળીઆમણી, હાથે ખડક કેડે પાળી;
મોર મુગટ તારે કાને કુંડળ, ત્રિશુળ કર ધરતી માડી. શંખ ચક્ર૦

મોહ માયા છે આદ્યશક્તિ, અકળ કળા તારી હે ન્યારી;
જગત અંબે માત ભવાની, સહાય કરો માતા મારી.

દેવ પાળીને દૈત સંહાર્યા, એવા ઘણાં કામ કીધાં માડી.
બ્રહ્મા વિષ્ણું તારો પાર ન પામે, એવી દયાળી મા મારી. શંખ ચક્ર૦
સકળ વિશ્વ તુંને શિશ નમાવે, એવી ચેડીકા મતવાલી;
સૂર્યવંશી માણેકદે પરમાર, ઘઢ ચંપાનો રાએ માડી.
તેનો પુત્ર બાલામંજી, સેવા કરે માતા તાહારી;
સેવા કરતાં પ્રસન્ન થઈ મા, તે તણા ગુણ ગાઉ બાલી. શંખ ચક્ર૦

ઘઢ ચંપા મહા મોટું શેહેર હતું, તેમાં માણેકદે પરમાર સૂર્યવંશી રાજા રાજ કરતો હતો. એ રાજા ઘણો દયાળુ, હીંમતવાન તથા સૂર્યવંતો હતો. તેની પાસે મહમદશા નામનો પ્રધાન હતો. તે ઘણો સમજુ તથા વિદ્વાન હતો. રાજા માણેકદે પરમાર ઘણાક દેશ જીતી લઇ વશ કરી ખંડણી લેતો હતો. એક દિવસને સમે રાજા રાજ-કચેરીમાં બેઠેલો હતો. એટલામાં મહમદશા પ્રધાન આવી પહોંચ્યો. માણેકદે પરમાર પોતે ચક્રવર્તી રાજા થવા સારૂ દીવાનને પુછે છે.

**માણેકદે પરમાર**—સુણબે દીવાન અપને ઉવાં બોત દેશોકી ખંડણી આતી હે લેકીન કોનશા દેશ ચંપાસેં બડા હેં કે ઉસકી ખંડણી નહીં આતી હે વો મેરેકુ સુનાઓ.

**મહમદશાહ**—સુણીએ ખુદાવંત સાહેબ! અપના રાજસેં બડા રાજ દો હેં.

**માણેકદે પરમાર**—કોણ દો રાજ ?

**મહમદશાહ**—ગુંડવણકા ઓર બાંધાવળકા હે.

એ દો રાજ અપની બરોબર કરતે બી જાસ્તી બડા હેં. એ દો રાજ બાકી હેં, ઓ જીતો જબ ચક્રવર્તી રાજા હોઓગે નહીં તો ચક્રવર્તી નહી કહેવાઓગે.

**માણેકદે પરમાર**—એ દો રાજમેં કોણ કોણ રાજા રાજ કરતા હેં, ઓ મેરેકુ સુણા દે.

**મહુમદશાહ**—જો ગુંડવણકા રાજ હૈ ઉસકી અંદર સબ ગુંડવણ લોક રાજ કરતા હેં, ઓર ઉનકા ઉપરી બડા અફ્ફલબાજ ઓર હોંશીઆર પચ્ચાશ ગુંડવણ લોકકી સભા હેં, ઓર નવલાખ ઓર નવાણુંહજાર ગુંડવણ લોકકી બસ્તી હેં.

**માણેકદે પરમાર**—દુસરા કોનસા રાજ બડા હૈ ?

**મહુમદશાહ**—દુસરા રાજ પાચાંધણકા હેં, ઓ રાજની અંદર ચડ ઓર પંક એ દોનો રાઠોડ રાજા રાજ કરતા હૈં એ દો રાજ શિવાયે આપકું દુસરા રાજ જીતનેકા બાકી નહી હે.

**માણેકદે પરમાર**—ગુંડવણરાજ ઇદરસેં કીતના કોસ દુર હૈ. ઓર એ લોકકા સામર્થ્ય કેસા હે.

**મહુમદશાહ**—ગુંડવણકા મુલક ઇદરસેં દોસો કોસ હોતા હૈ, ઓર ઉસકી સામર્થ્યકી બાત કહનેકી નહીં, સબ ગુંડવણ દૈત્ય જેસા માયાહે, એક ગુંડવણ આપકી ફોજકા સો માણસકું બસ જાએગા. એસા નવલાખ ઓર નવાણું હજાર ગુંડવણકા મુલક કેહાતા હે. સબ ગુંડવણકી અંદર એક બડા ગુંડવણ હે. ઉસકા નામ ભુર્યા હે. ઓ બડા શકિતવાન ઓર શંકરકા ઉપાસની હે. જીસકે હાથમેં તીનસેં મણકી કમાન ઓર દોસો મણકા ભાલા રેહેતાહે. એસા બળ ઉસકા હાથકી અંદર હે. એસા જોદ્ધા કોઇબી રાજકી અંદર હમને નજરસે તો નહીં દેખાહે, લેકીન કાનસેંબી નહીં સુનાહે. એસા ઓ બળવાનહે, ગુંડવણ દેશની ફરતી ચારે બાજુ તરફ બીસ ગાવ સુધી ફરતા કોટ હે, ઉસકુ નાટીઆ કોટ કેહેતે હે, ઓર અદકોસ ઉંચા હે,

ઓર બોત મજબુત હેં, જેસા બીછુંકા કાંટા આંકાહેં એસા ગુંડવણુકા મુલક કઠ્ઠા હેં, પીછે સરકારકી જેસી મરજી.

**માણેકદે પરમાર**—(મનમાં વિચાર કરે છે કે મારી પાસે કાંઇ ફોજ ઓછી નથી ને હું માતા કાળીના સાહ્યવાળો છઉં માટે જો કદાપી ગુંડવણનો મુલક સર કર્યો; તો પાધાંધળને લેતાં વાર લાગવાની નથી, કેમકે ગુંડવણ જીતીશ એટલે તમને ગુંડવણની મદદ થશે એવો મનમાં વિચાર કરી)—

**માણેકદે પરમાર**—સુણ બે દીવાન ઇતના બળવાન ઓર જબરદસ્ત ગુંડવણકા હે સો ફીકર નહીં. ઊનકી પાસબી ખંડણી, લેના, ખંડણી નહીં દેવે તો ઉનકી સાથ જુદ્ધબી કરના, લેકીન ઊનકુ છોડના નહીં. તુંમ જલદીસેં કાગજ લીખકે કાસદકી સાથ અબીકે અબી ભેજવાઓ. જો કાગજ લીખના ઊનકી અંદર સબ બીગત લીખના ઓર હમકું સબ સુણાના.

**મહમદશાહ**—બોત ખુબ સાબ. એમ કહી દીવાન પોતે કાગળ લખવા અને રાજા પોતે ઉઠીને પોતાના મહેલમાં રાણી જેજે-વંતી પાસે જઇ વાતો કરવા બેઠો.

ઘઢ ચંપાના રાજની શોભા કેવી મજેની હતી તે હું વર્ણવી બતાવું છું. માનસરોવર મહા મહોટું આવી રહેલું છે, જેની પાળ દસ કોસ સુધી ફરી વળેલી છે, અને તેહની અગાડી પછાડી સુંદર બાગ બેહેકી નીકળેલો હતો. કેમકે તેની અંદર ચારે મેર લીમડાનાં ઝાડ તથા આંબાનાં ઝાડો તથા આસોપાલવનાં ઝાડો ઝુમ ઝુમી રહ્યાં હતાં. વળી મધ્ય ભાગે ગુલાબ, ચંપો, મોગરો, જાઇ, જુઇ, ચંમેલી, કેતકી, ગુલઆસ, મોટા મોટા કેળનાં ઝાડો અને એવાં એવાં

અનેક પ્રકારનાં ઝાડો ઘણાં જ સરસ ખીલી નીકળતાં હતાં, કે જેનું વર્ણન થઇ શકે એવું નથી. અને તેની નજદીક પશ્ચિમ દીશામાં રાજ દરબારનો હીરા જડીત મહેલ ઘણો શોભાયમાન આવી રહ્યો છે. તેમ ઘણો સુંદર દેખાવ માલમ પડયો હતો. વળી ઉત્તરમાં ચાર ગાઉનો મહોટો પાહાડ હતો, તેના ઉપર સાક્ષાત્ કાળકાજી રહેલાં હતાં. દક્ષિણમાં મહા મોટો કીલ્લો હતો, તેમાં રાજદરબારની કચેરી થતી હતી, એ કચેરીમાં મોટા મોટા સોલંકી ચાવડા આશરે બે લાખ હતા, એ શીવાય છત્રીસ કળીના રાજપુતો પણ ઘણા હતા. મોટામાં મોટા જોદ્ધા નવાણું હજાર હતા, તેમ આરબ, સીંધી, બાહુદી મકરાણી, પુરબી, અને એવા એવા લોક ઘણા બળવાન હતા. એ શીવાય એની પાસે ઘણીજ ફોજ હતી. તેમ જગત્ અંબાએ ભંડારમાં પણ બહુ સમૃદ્ધિ આપેલી તે ભોગવી રાજ કરતો હતો પણ પેટે પુત્ર નહીં હતો તેથી દ્રઢ વિશ્વાસે દરરોજ માતા કાળીની પુજા કરતો હતો.

હવે મહમદશાહ પોતે કાગળ લખી રાજાને વંચાવવા મહેલમાં આવ્યો, ને રાજાને વાંચી સંભળાવે છે તે નીચે પ્રમાણેઃ—

સ્વસ્તશ્રી ગુંડવણુ શહેર મધ્યે મુખ્ય વડીલ ગુડવણુ લોકોનું સભા મંડળ તથા આગેવાન સરદાર ભુરાભાઈ માણેકભાઈ સર્વે ગુંડવણુ લોકોનો ભાણેજ. શુભસ્થાનક ધઢ ચંપેથી લી. રાજા બહાદુર માણેકદે પરમાર, મોતી પરમારના સાષ્ટાંગ પ્રણામ વાંચવા, અને આપને યથાશક્તિએ હું લખી જણાવું છું તે ધ્યાનમાં લેવું. અમો ઘણા ખરા રાજાઓ જીતીને ખંડણી લઇએ છીએ. તેની તમને ખબર છે. ને મારે ચક્રવર્તી રાજા થવાની મરજી છે. માટે આ પત્ર વાંચી તામારે પણ ખંડણી આપવી, એવી સઘળાની કબુલત લેઇ

આ પત્રમાં અમને લખી જણાવવું જોઇએ. અગર જો તમે ખંડણી આપવાનું નહી લખી આપો તો હમારી સાથે યુદ્ધ કરવાને તઇયાર થવું. અમો છ માસ રહી તમારા મુલકમાં આવી હુમલો કરીશું તે જાણવું. ખંડણી આપશો તો તમારી સાથે યુદ્ધ કરવાનું કાંઇ પણ કારણ નથી. મુખ્ય લોકોને હમારા પ્રણામ કહેશો એજ વિગત સંવત–માસ–દીન–વાર.

સહી. **માણેકદે પરમાર, મોતીદે પરમાર.**

**માણેકદે પરમાર**--અચ્છા દીવાન, અબ તાકીદસેં ભેજ દેના.

**મહુમદશાહ**—બોત ખુબ સાબ, એમ કહી કાસદને કાગળ આપો ને હુકમ આપ્યો કે કાગજકા જુવાબ જલદી સેં લાના.

**કાસદ**—બોત ખુબ, એમ કહી ચાલતો થયો.

**માણેકદે પરમાર**—અબે દીવાન અપની ફોજકા બંદોબસ્ત રખના.

**મહુમદશાહ**—અચ્છા સાહેબ, એમ કહી પોતે રાજાની રજા લેઇ ધીરે ધીરે બધા લસકરની ગોઠવણ કરવા માંડી.

હવે માણેકદે પરમારની રાણીને પણ હમેસ રહેલા તેથી તે પણ મનમાં હરખ પામતી હતી. એ રાજાને પ્રથમ રાણી હતી તેને રત્નાવળી નામની પુત્રી હતી. એ પુત્રી ઘણી વિદ્વાન તથા સમજુ હતી. રાજા પોતે પોતીકા રાજમંડળનો સંપ જોઇ પોતે હરખાતો હતો. રાજા નાનાં પ્રકારનાં વિધ વિધનાં સુખ ભોગવી રાજ કરતો હતો. હવે ઘણા દીવસ ગયા પણ ગુંડવણ દેશમાં મોકલેલો કાસદ આવ્યો નહીં અને રાજાના મનને ચીંતા થવા માંડી તેથી વજીરને કહે છે:--

અબે દીવાન જો કાગજ કાસદ લે કે ગયા હે ઉસકા કુચભી પત્તા નહીં માલમ પડતા હે.

**દીવાન**--સાહેબ ઉસકા જવાબ એક દો દીનમેં આએગા.

**રાજા**-જબ તો અછા.

**દીવાન**--લેકીન સાબ મેરેકું એસા બીચાર આતા હે કે એ લોક બડા હઠીલે હે સો કભી ખંડણી નહી દેવે.

**રાજા**--ખંડણી નહીં દેએગા જબ આપન ઉસકી સાથ યુદ્ધ કરેંગે લેકીન ઉસકુ છોડેંગે નહીં.

**દીવાન**--જેસી બહાદુરકી મરજી.

જ્યાં દીવાન અને રાજા વાતો કરે છે એટલામાં જે કાસદ રુંડવણદેશ પત્ર લઇ ગયો હતો તેનો જુવાબ શો આપ્યો તે રાજા પાસે આવી કહે છે.

**કાસદ**-ગરીબ પરવર સલામ.

**રાજા**--કયું ઉધરકા પત્ર લાયા.

**કાસદ**--સાહેબ ઓતો બડે લુચ્ચે લોક હે. એસા લોક તો મેને પૃથ્વીકે બીચમેં નહીં દેખા.

**રાજા**--લેકીન હુવા કયા?

**કાસદ**--મેરેકું માર માર કર મેરી હુસ નિકાલ ડાલી, ઓર કાગજ ફાડ ડાલા ઓર એસા જવાબ દીઆ કે તુમારા રાજાકુ જાકર બોલના કે તુમ હમકું ખંડણી દો, ઇધરસે ખંડણી નહીં મીલેગી ઓર તેરા રાજાકું એસા સુણાના કે યુદ્ધ કરના હોયગા. જબતો હમ લોક તઇયાર હેં, હમ તુમેરેસેં ડરતે નહીં, ઓર તું પીછા કાગજ લેકર આયા તો અબ તેરેકું માર ડાલેગા, અબ તેરેકું કભી છોડેંગે નહીં.

એસા જવાબ મીલા ઓર મેં બોત મુસીબતસેં ભાગ આયાહું.

આ પ્રમાણે કાસદની વાત સાંભળી રાજા ઘણોજ ક્રોધાયમાન થઇ દીવાનને:—

દીવાન અપના સબ લશ્કર તઇયાર કર કર ગુંડવણદેશ તરફ તાકીદસેં ભેજો.

**દીવાન**-બોત અચ્છા સાબ.

**રાજા**—આજ કે આજ સબ તઇયાર કર કર તુમ લશ્કરકી સાથ જાઓ.

**દીવાન**--અચ્છા સાહેબ.

**રાજા**--હમ પરસુ કે દીન આઈગે.

**દીવાન**--આપ હમકુ કોનસી જગાપર મીલોગે ?

**રાજા**--ઇધરસેં ચાર કોસ પર સેત્રંજી વાવ હે ઉસકી ઉપર મુકામ ડેરાના. વહાં હમ આયેંગે.

**દીવાન**—બોત અચ્છા સાબ. એક કહી રાજાની રજા લઇ દીવાને સેનાપતીને લશ્કર તૈયાર કરવાનો હુકમ કર્યો અને રાજા પોતે રંગ મોહોલમાં રાણી જેજેવંતી પાસે ગયો. દીવાન પણ પોતે હુકમ કરી પોતીકા રંગ મોહોલમાં પોતાની સ્ત્રી પાસે ગયો, ખાનગી જનાનખાનામાં તે બેઠી હતી તેની સામે આવી ખુરશી પર બેઠો.

**દીવાન**--સુણબે પ્યારી દિલોજાન. હમ આજ જાતે હે.

**હુસેનબખસ**-ખાવીંદ કીધર જાઓગે ?

**દીવાન**—રાજા બહાદુરકી સાથ ગુંડવણ દેશમેં જાનેકા હે.

**હુસેનબખસ**--કયું ઓ ખંડણી નહીં દેતા હે ?

૧૪૨૧૮

**દીવાન**--એ લોક બડા લુચ્ચા હેં. એ બડા લુચ્ચા લોક ક્યા ખંડણી દેએગા, એ તો ઝઘડા કરનેકું ખડા હુવા હેં.

**હુસેનબખસ**--રાજા બહાદુર બળવાન હે, કભી ખંડણી લીયા બીના છોડનેકા નહીં.

**દીવાન**--મેરેકું બી એસાહી લગતા હેં. અપના રાજાએ સબ દેશકુ તાબે કીયા, લેકીન ગુંડવણકા મુલક બડા કઠ્ઠા હે.

**હુસેનબખસ**--હીમતે મરદા ઓર મદદે ખુદા.

**દીવાન**--જો હોએગા સો સહી. લેકીન અબ તું મેરેકુ રજા દેએગા ?

**હુસેનબખસ**--આજ કે આજ તઇયારી કરતે ?

**દીવાન**--લશ્કર તઇઆર હુવા હોગા. કયોંકિ મેને આગુસે બંદોબસ્ત કર દીઆ હેં.

**હુસેનબખસ**--રાજા બહાદુર કબ આએગા ?

**દીવાન**--એ તો પરસુકે રોજ આનેવાલા હે.

**હુસેનબખસ**--મેં રજા દેતી હું લેકીન પ્યારે કબ આઓગે.

**દીવાન**--આનેકા ખુદા કે હાથમેં હેં.

**હુસેનબખસ**--ખુદા જો કરેગા સો અચ્છાહી કરેગા.

પછી તે ખાવા બેઠો. ખાનું ખાઇ લશ્કરી પોશાક પેહેર્યો, અને હથીઆર બાંધી લશ્કર જ્યાં તઇઆર થયું હતું ત્યાં આવ્યો.

માણેકદે પરમરના સાળા ચાંદો તથા ટીલો એ બંને પણ તઇયાર થઈ લશ્કર ભેગું થયું હતું, ત્યાં આવી દીવાનને મળ્યા. તમામ ફોજનો ભેગો જમાવ થયો કે તુરત તોપ છોડવાને હુકમ થયો કે તુરત તોપ છુટી, એટલે લશ્કર લઇ ચાલતા થયા, અને

ગુંડવણના રસ્તાપર પડયા. માણેકદે પરમાર જેવા રંગ મહેલમાં જાય છે તેવાજ રાણી જેજેવંતી રંગમહેલમાં સાવ સુનાના હીંચોળાપર બેઠેલાં હતાં, સાંકળ પણ રૂપેરી કડાની અંદર કડડ કડડ વાગતી હતી; રેશમના ગાદી તકીઆ પણ ખીલી નીકળતા હતા અને હીંચોળાની આજુબાજુ બે કોરે બે દાસીઓ રાણી જેજેવંતીને સુવર્ણના પંખાથી પવન નાખતી હતી, આવા દેખાવની અંદર રાજા બહાદુર આવી પહોંચ્યો; તે જોઈ રાણીએ દાસીને સમશ્યા કીધી કે તુરત દાસી રવાને થઇ પછી રાજા અને રાણી બંને વાતો કરવા લાગ્યા.

**રાજા**-- હે પ્યારી! તું કેમ શોકમાં બેઠી છે?

**જેજેવંતી**—હે સ્વામીનાથ! આપને કહેતાં મારી જીભ ઉપડતી નથી. રાજા કહે છે, તારા મુખારવીંદ ઉપરથી હું એમ ધારૂં છું કે માહા શોકમાં તું પડી છે. રાણીએ એકદમ ચોંકી ઉઠીને રૂદન કરવા માંડયું.

**રાજા**—હે પ્યારી પ્રેમદા! તું રજપુતની દીકરી થઇ હાથે કરી રૂદન કરે છે, તેથી કરી મને હીમત કેમ રહેશે, તેનો વિચાર તારા મનમાં બરાબર કર. કેમકે સુર્યવંશી રાજા ખરા રણક્ષેત્રમાં યુદ્ધ ઉપર ચડે ત્યારે તારા સરખી સુરવંતીને મદદ તથા હીંમત આપવાનો અધીકાર છે, તે તું સારી પેઠે જાણે છે, કેમકે તેં ઘણી વખત હીંમત આપી જીતાડેલા છે, એવા આશીરવાદ દીધેલા કે કોઈ દીવસ યુદ્ધમાં જીત્યા વિના હું આવ્યો જ નથી, ને આ વખત તારે આવું કરવું ઘટે નહીં, ને આજ રૂદન કરી મારી હીમત તથા શુર એ બે વસ્તુને ભેદી નાખે છે. તેનું કારણ મને સમજાતું નથી.

**રાણી**—હે સ્વામીનાથ! આ વખત હું રડું છું તેનું એક મહા મોટું કારણ છે તે સાંભળો.

**રાણી**--(રડતી રડતી) આપના નસીબથી આજે કેટલેક વર્ષે પાંચ માસ ચડેલા છે, તેથી મને તમારા વિષેની ઘણી ચીંતા થાય છે. એટલું જ નહીં પણ આજ રાતમાં એક મહા ખુબસુરત સ્ત્રી રૂપ જેવી મને કહી ગઈ તે સાંભળો કે તારા સ્વામીના માથા ઉપર મૃત્યુ ભમે છે પણ તારે કશી વાતની ચીંતા ધરવી નહી, કારણ કે મારા બહાદુર રાજાનો વંશ ઘણોજ વધારે તથા પોતીકુ કુળ તારે અને અતીશય બળવાન તથા ખુબસુરત એવો ઉત્તમ પુત્ર હું આ-પવાની છઉં, અને પોતાના બાપનું નામ રાખી દરેક રાજ જીતીને તેમની સમૃદ્ધિ મેળવશે. એ પ્રમાણે પાછલી રાતના સ્વપ્નું મને આવ્યું, માટે હે પરમપ્રિય કૃપાનાથ! એથી મહારો જીવ ઘણો ડોહોળાય છેઃ એમ કહેતી જાય છે, અને રૂદન કરતી જાય છે.

રાજા ઘણો બહાદૂર, શૂરવીર તથા હિમ્મતવાળો હતો તેથી પોતે ધીરજ ધરી વિચાર કરીને કહે છે. તું જેટલો શોક કરે છે તેટલો ફોકટ છે માટે તું બેઠી બેઠી હરીનું ભજન કર. ને હિમત રાખ. જે પરમેશ્વરે ધાર્યું હશે તે થશે. કહ્યું છે કે લખ્યા લેખ તો નહીં મીટનેકા, કરનેવાલા કીરતાર ધણી, માટે હે પ્યારી! તું બેઠી બેઠી ઇશ્વરની સ્તુતિ કર્યા કર, કે તે ફતેહ કરશે.

જો વળી સાંભળઃ—

## કવિત.

જીકર કર જીકર કર, ફીકરકું યાદ કર, હરીકું યાદ કર, બેઠ ચોગાનમે બાંધ તાટી, એક ખલકમેં પેદા હોકર, આખર હો જાએ ખાખ માટી.

આ કવિતા કહી તેમાં તું સમજી કે નહીં?

**રાણી**—સમજી તો ખરી પણ મને હિંમત રહેતી નથી.

**રાજા**--પણ હિંમત રાખવી કેમ કે હીમતની કીમત નથી.

માટે જગતઅંબાનું ધાર્યું હશે તે થશે, તેથી કરી તારે કશી વાતની ફીકર રાખવી નહી. ગુંડવણ દેશ જીતીને તુરતાતુરત હું તારી પાસે વહેલો આવીશ. માટે મને ઝટપટ ઉઠીને સારા શુકન આપ કે વહેલો ફતેહ કરી આવું ત્યારે રાણી ખુશી થઇ શુકન આપવા ઉઠી અને જેથી રાજાને શુભ શુકન આપવા જાય છે એટલામાં મંઝાર મોહોલમાં ઉંદર લેઈ ડાબા હાથ ઉપરથી આવીને જમણા હાથ ઉપર ઉતરી પડી તેવીજ રાણી જેજેવંતી પાછી પોતીકા સ્થાનકે આવી બેઠી ને રાજાને કહે છે.

હે કૃપાનાથ! શુકન સારા થતા નથી, ને મજ જેવી દાશીનું કહ્યું માનો તો યુદ્ધ કરવા જાઓ નહીં કેમકે ત્યાં જઇને નફો કહાડવાના નથી, માટે મારૂ કહ્યું માની જવાનું મુલતવી રાખો.

રાજા—હે દિલદાર! તું સમજણી થઇ કયાં ચુકે છે? શુકનનાં તો ફાંફાં છે. રાજાની બુદ્ધિ ભ્રષ્ટ થઈ તેથી કાંઇ સમજણ પડી નહી. કહ્યું છે કે 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' એટલે નઠારૂં થવાનું હોય ત્યારે બરોબર કોઇની વાત પણ ધ્યાનમાં ઉતરે નહી. એટલે રાણીની વાત ધ્યાનમાં આવી નહીં. રાણીએ રાજાને શુકન આપ્યા નહીં, તેમ રાજા પણ શુકનને ન ગણતાં એકદમ પોતાનો પોષાક પહેરી તથા હથીયાર બાંધી ઘોડેસ્વાર થઇ ગુંડવણને રસ્તે પડયા. ને અગાડી જઇ સેત્રંજ વાવડી ઉપર દિવાનને મળ્યા, ને ત્યાંથી લશ્કર સાથે લઈ ગુંડવણ દેશ તરફ ચાલ્યા. ગુંડવણ દેશ તરફ જવાનો જે માર્ગ હતો તે ઘણો જ વિકટ હતો. તેનું વર્ણન અગાડી કરવામાં આવશે.

ગુંડવણ દેશ ધદઅંપાથી બસેં ગાઉ દુર હતો. તે રસ્તો કાપતાં કાપતાં એક મહીને આવી પહોંચ્યા. ગુંડવણ શહેરની સરહદપર એક સો નેવું પગથીઆંની વાવ હતી. તથા તે વાવ ઉપર એક મહા

મોટો વડ હતો, કે જેની છાયા ફરતી ઘણી જગ્યાપર પડતી હતી. તે જગ્યા ઉપર ગુંડવણુ લોકોનું નાકું હતું તે ઘેરીને લશ્કર પડયું. એટલે ગુંડવણુ લોકોને તુરત ખબર થઈ કે માણેકદે પરમાર યુદ્ધ કરવા આવ્યા, તેથી કરી તે લોકોએ યુદ્ધનો રણસ્થંભ મણીયા મેદાનમાં જઈ રોપ્યો, એટલે સઘળા ગુંડવણુ એકઠાં થયા, અને યુદ્ધની તૈયારી કરવા માંડી.

માણેકદે પરમારે પોતાના દીવાનપર હુકમ કીધો. અબે દીવાન કલ લડાઈ પર જાનેકા હેં, ઉસ વાસ્તે ફોજકી તૈયારી રખના.

**દીવાન**—બોત ખુબ સાબ.

બીજે દીવસે ગુંડવણુ લોક એકઠા થઇ તમામ પોતપોતીકા વાહનપર બેસી તથા હથીઆર લઇ મણીઆ મેદાન તરફ ચાલ્યા. એટલે બે ગુંડવણે જઇ ગુંડવણુ કીલ્લાપર કાળુ નીશાન ચડાવ્યું, અને યુદ્ધનો ડંકો બજાવ્યો, કે તુરતા તુરત સુર વ્યાપી ગયું. અને માણેકદે પરમારની ફોજ પડી હતી ત્યાં જઇ ઘેરો ઘાલી પોતાનાં હથીયાર ખુલ્લાં કરી ઉભા રહ્યા, એટલે તુરત એક કૌતક થયું. શું થયું કે જોગમાયાને પુત્ર કાળભૈરવ એક મોટી સાંગ લઇ સામો આવ્યો, ને રાજાને કહ્યું. હે સુર્યવંશી રાજા! તારૂં મોત છે ને તું મરવાનો છે, પણ તારે બિલકુલ ચિંતા રાખવી નહિં, ને યુદ્ધ કરવું. કેમકે તારૂં વેર લેનાર તારો પુત્ર મહા પરાક્રમી થવાનો છે એવું માતુશ્રી કાળીનું વચન છે, એમ કહી પોતે અંતરધ્યાન થઇ ગયો. રાજા માણકદે પરમારે એવાં એકાએક વચન સાંભળ્યાં તેથી પોતાના મનની સાથે વિચાર કરી પોતાના દીવાન મહમદશાહને બોલાવ્યો એટલે મહમદશાહ આવી હાથ જોડી રાજા સામે ઉભો રહ્યો.

**રાજા**—અબે દીવાન! મેરા દિલમેં એક બાતકા બિચાર

આતાહે સો સુણ લેના. બોત અંદેશાકા બિચાર હે, સો સુણાતા હું. તુમ જો હે સો મેરા હાથ કે નીચે છોટેસે બડા હુવા હે; ઔર મેરા નીમક તુંને ખાયા હે, સો નીમકહલાલ કરેગા કે હરામ કરેગા, ઔર મેં જો હકીકત ફરમાવું સો બરોબર કરેગા, કે નહીં, ઇસકા જુવાબકી સાથ બચન દેવે જદ મેરા મનકા ખુલાસા હોવે કે તેરેકુ સબ સુણા દઉં.

**દીવાન**—સુણીએ ખુદાવંત મેહેરબાન આપકે મનમે કુછ અંદેશા ઔર બિચાર નહીં રખના. મેં મેરા બાપ દાદાકા બચન દેતાહું કે જેસા આપ ફરમાવોગે તેસા હમ ચલેગા. આપના લુણ ખાયા હે સો હલાલ કરૂંગા, હરામ નહીં કરૂંગા, સાક્ષી ખોદાકી હે ઔર મેં જુઠ ચાલુંગા તો ખોદાકા ગુનેગાર હોઉંગા.

**રાજા**—જબ સુણ લે. કભી મેં મર ગયા તો મેરી ધદ ચંપાકી ગાદી કીસીકુ નહી દેના, મેરા લડકા બી હોવે તો ઉસકુ બી નહીં દેના. ઔર સબ રાજકા કામ તેરે ચલાના, ઔર મેરી સભાકી બીચમેં બત્રીસ પાનકા બીડા બનાકર હમેશ ચતુર્યા બારોટકે હાથમેં સભામેં ફીરાનેકુ દેના. ઔર બારોટકુ બોલ દેના કે માણેકદે પરમાર બહાદુર ગુડવણ કે હાથમેં મરેલા હે, ઇસકા કોઈ બી વેર લેવે એસા ખુદાકા લાલ મીલે જબ ઉસકુ બીડા દેના. જીને બીડા લીયા ઉસકુ બોલ દેના કે તુને બીડા લીયા તો સઈ, લેકીન ગુડવણકા મુલક નહીં જીતકર ઔર માણેકદે પરમારકુ જો ગુડવાણુને મારેલા હે સો ગુંડવણકુ નહી મારકર ધદચંપામેં પીછા આયા તો ઉગમણી ભાગોળકી બીચમે ગરદન મારના; લેકીન ગુડવણ જીતકર ઉસકાઇ હાથકા એકરાર લીખાકર ખંડણી સહી કરેગા તો તમકુ ગાદીપર બેઠાના, ઔર કીસીકુ ગાદીપર બેઠના નહીં.

ઓર સબ રાજકા કારભાર તેરે ચલાના એ સબ હકીકત તેરેકુ સુણાઈ, ઉસકા મેરેકુ વચન દેવે સો મેં જાણું કે તુમ હેસો મેરા તનકા આદમી હે. દીવાને રાજાને વચન આપ્યું ને કહ્યું કે કુચ ફીકર મત રખના.

રાજા--મેરી રાણીકી બી બરદાસ્ત રખના, કયું કે ઓ હમેલવાલી હે, ઉસ્કે બાસ્તે ધન ચૈએ સો ખજાનેમેંસે લેના.

દીવાન--ઓ બાતકી ફીકર મત રખના.

માણેકદે પરમારે બધી વાતનો બંદોબસ્ત કરી યુદ્ધનો આરંભ કર્યો, સામસામા તોપના ગોળા છુટવા માંડવા અને ખરી શમશેર વપરાવા માંડી. કોઇનાં મસ્તક ઉડી વેગળાં પડે, હાથ પણ પડે, અને કોઇ વખતે સામા માણસોના કચરઘાણ થઈ જાય; તીર, કમાન, બરછી, ભાલા, સાંગો અને વજ્રની ગદા સારી પેઠે એક એકનાપર પડતી હતી. આવી લડાઇના વખતમાં માણેકદે પરમારના સાળા ચાંદો તથા ટીલો એ બંને જણ એક બરોડમાં સંતાઇ પેઠા, તેની ખબર કોઇને પડી નહી તેમ તેમની હીમત બહાર નીકળવાની ચાલી નહી, ખરો સુરવંત માણેકદે પરમાર બહાદુર કે તેણે હજારો ગુંડરણ લોકોનો નીકાલ કાઢી નાંખ્યો તેમ તેની સાથે મોટા મોટા જોધા તથા સોલંકી રજપુતો, અરબો, મકરાણી, તથા મહમદશાહી પ્રધાન એ લોકો ઘણાજ હીમતવાન તથા બળવાન અને રણસંગ્રામમાં પાછી પહાની નહિ કરે એવા બહાદુર હતા. ગુંડવણમાં પણ ઘણા બળીયા ચડેલા હતા. એવા કે તેઓની ગર્જનાથી કાચા આદમીનાં તો હૈયાં ફાટી જઈ મર્ણ પામતા હતા તેમ એકેકી ફેરવીને ગદા મુકે કે તેમના ચુરે ચુરા થઇ જતા હતા.

વળી બંને આદમીને બાથમાં લઈ જેમ નાળીએર ભાગે છે તેમ તેમાંનાં માથાં પકડી એકમેકના માથાંની સાથે અફળાવતાં ભીગડાં નીકળી લોહીલુહાણુ થઇ રહેતા હતા. કોઈ ગુંડવણ તો ટાંટીયા પકડીને ફેરવે કે તેહેના જુસ્સાની સાથ બે ત્રણ આદમીના પ્રાણ નીકળે આવો બનાવ આશરે પચીસ દીવસ સુધી ચાલ્યો પણ બંને રાજામાંથી કોઇ પણ પાછો ફર્યો નહીં. પણ છવીસમે દીવસે રાજા બહાદુર માણેકદે પરમારનો ઘોડો ચકટી મારતાં મારતા ગુંડવણ લોકોના ટોળામાં ઘેરાઇ ગયો, એટલે એકદમ ભુર્યા ભાણેજે કમાનપર ભલકો ચડાવી માર્યોને તે ભલકો એક હવાઇ છુટે તેના જેવો સુસવાટો ખાતો આવ્યો તેવોજ રાજાના કપાળમાં વાગ્યો તેથી તે તમરી ખાઇ નીચે પડયો ને પડતાં વાર પ્રાણ નીકળી ગયા. ભુર્યા ભાણેજે તરવાર કાઢી શશિ છેદી નાંખ્યું; રાજા મુવાની ખબર લશ્કરમાં થઇ કે તુરત ફોજમાં નાશાનાશ થવા માંડી, પણ મહમદશાહ દીવાન ઘણો જ બહાદુર તથા હીંમતવાન ને રાજાની ગરજ સારે એવો હતો એટલે પોતાની ફોજમાં નાશાનાશ થવા દીધી નહી ને યુધ્ધ બંધ કરી પોતાનું લશ્કર લેઈ ધઢચંપા તરફ વળ્યો. માણેકદે પરમારના મોટા મોટા જોદ્ધાનો તથા લશ્કરનો નાશ થઇ ગયો.

ગુંડવણુ લોકની સાથ માણેકદે પરમાર બહાદુર લડાઈ કરી શકે પણ બીજાનો આશરો લાગે નહી, કેમકે ગુંડવણ દેશ ઘણો જ કઠણ તથા મહા બળવંતો મુલક હતો; દીવાન પોતાનું લશ્કર લઇ ધઢચંપા આવ્યો ને રાણી જેજેવંતીને ખબર કહી. પણ રાણીને પુત્ર પ્રસવ થવાનો છે એવી આશા હતી તેમ અગાડીથી માણેકદે પરમાર મરવાના હતા એવી તેણીને ખબર હતી એટલે રહી કકળી નીરાંતે બેઠી. મહમદશાહ દીવાન રાજાના કહ્યા મુજબ લશ્કર ઠેકાણે કરી

રાજસભામાં આવ્યો. ને પોતે બત્રીસ પાનનું બીડું બનાવ્યું ને ચતુર્યા બારોટને વિગતવાર સમજાવીને આપ્યું. તે પ્રમાણે હમેશ બારોટ કચેરીમાં ફરવા લાગ્યો. દીવાને પણ સભા કરી રાજદરબારનું કામ ચલાવવા માંડ્યું, નવા નવા જોદ્ધા પણ લશ્કરમાં રાખવા માંડયા, ને તમામ લશ્કરને કવાએતો શીખવવા માંડી; ચાંદો તથા ટીલો એ બે ભાઇને માણેકદે પરમારના સાળા જાણી પોતાના હાથ તળે કારભારી બનાવ્યા એટલે એ બે ભાઈએ કારભાર કરવા માંડયો.

હવે વજીર રાણીની રોજ સંભાળ લેતો હતો ને જે કાંઈ જોઇએ તે પોતે મોકલાવતો હતો. કેમકે તે નેકી હતો; એમ કરતાં બે મહિના વીત્યા એટલે રાણી જેજેવંતીને નવ માસ પુર્ણ થયા ને કષ્ટાવા માંડી. તેણીએ દેવી કાળીનું સ્મરણ કરવા માંડ્યું કે તુરત ખુલાસો થયો ને ચંદ્રબિંબ જેવો પુત્ર પેદા થયો. રંગ મહેલમાં સઘળી સહેલીઓ તથા દાસીઓએ ગીત ગાવા માડયાં તથા તોરણ બંધાયાં. રાણી જેજેવંતીએ એક દાશીને દીવાન પાસે વધામણી ખાવા મોકલી, તે દાસીએ દીવાનને મોહોલે આવી પુત્ર આવ્યાની વધામણી ખાધી તેથી દીવાન તથા તેની સ્ત્રી ઘણા ખુશી થયાં; અને દાસીને સરપાવમાં અમુલ્ય મોતીનો હાર દીવાનની સ્ત્રીએ આપ્યો. તે લઇ પોતાને ઘેર ગઈ, રાણી જેજેવંતીને કુંવર આવ્યો એટલે વિધ વિધનાં વાજીંત્ર વગડાવ્યાં તથા પંડિતો જગતઅંબાનો હોમ હવન વિગેરે ચંડીકાજીના પાઠ પણ બડી ધામધુમથી કરવા લાગ્યા, માગણ, બંધીજન, ભાટ વગેરેને રાણી જેજેવંતીએ દાન પણ ખુબ દીધાં, માણેકદે પરમારની પ્રથમ પરણેલી સ્ત્રીની પુત્રી રત્નાવળી આ દેખાવ જોઈ ઘણી ખુશી થઈ ને પોતાની દાશીઓને પણ સરપાવ વહેંચ્યો તથા બ્રહ્મ ભોજન પણ કરાવવા લાગી.

એમ કરતાં કેટલાક દિવસ ગયાને કુંવર બે વરસનો થયો એટલે એનું નામ બાલામંજી પાડયું. આ પુત્ર ઘણો જ નશીબવાન કાળકા માતાએ આપ્યો હતો, તેથી કાંઇ પણ પરાક્રમમાં બાકી રહે એવું નહોતું. કુંવર રાત્રે ન વધે એટલો દિવસે વધે છે, ને દિવસે ન વધે એટલો રાત્રે વધે, એવો સુકૃતિ કુંવર ઉત્પન્ન થયો હતો. કુંવર પાંચ વરસનો થયો એટલે રાણીએ નિશાળે ભણવા મોકલ્યો. દરરોજ નિશાળે જાએ, તેથી તેનું મન વિદ્યાભ્યાસ કરવા પર ચોટી રહ્યું હતું.

વળી જેના ઉપર સરસ્વતી પ્રસન્ન તેને કાંઇ બાકી રહે એવું નહોતું. વળી મંજી કુંવર પણ જાતે એટલો હુંશીયાર હતો કે, જે વિદ્યાપર ધ્યાન લગાડે, તે તરત શીખી જતો હતો. વળી માજી ઉપર એટલો તો ભાવ હતો કે પોતાની માતુશ્રી જેજેવંતી માતા કાળીકાજીની પુજા કરવા જાએ, તેની સાથે પોતે પણ જતો હતો. દરશન કરી રાણી પાછી વળતી એટલે કુંવર હઠ લઇ જોગમાયાના દેહેરામાં માનો પાલવ ઝાલી ઉભો રહેતો હતો. પછી થોડો વખત રહી રાણી સાથે જતો હતો. આવી રીતે દરરોજ કરતો, જેને આદ્ય-શક્તિ પ્રસન્ન છે, તેને કશી વાતની ફીકર ચીંતા રહેતી નથી. વળી પોતીકી કુળદેવી કાળીકાજીજ હતાં, એટલે પછી તો પુછવુંજ શું ?

હવે કુંવર વરસ બારનો થયો એટલે સઘળી વિદ્યા ભણી, મહા પરાક્રમી તથા ઘણો જ હુંશિયાર થયો. રાજનીતિ, ધનુષવિદ્યા તથા તીરમબાજી એવી અતિશય વિદ્યાઓ ભણી બત્રીસ લક્ષણો થયો, કુંવરને એવી રીતની ટેવ પડી કે હાથમાં તીરકામઠી લેઇ તથા શીસાની તમા મીણની, કે એવી બીજી કેટલીક જાતની ઝીણી ગોળીઓ લેઇ પનઘટપર જયાં સ્ત્રીઓને પાણી ભરી પાછા વળવાની વખત થતો એટલે ત્યાં જઇ તેઓના ઘડામાં કાણા પાડવાની ટેવ

પડી હતી, તેમાં પ્રથમ તો સીસાની ગોળી મારવી, અને પાણી નિસરે એટલે મીણની ગોળી તુરત મારે કે જે છેદ પડેલો હોય તે પુરાઇ જાય.

કુંવરનો ફક્ત વિદ્યા અજમાવવાનો વિચાર હતો. તે શિવાય તેના મનમાં બીજી તરેહનો વિચાર નહોતો. આ પ્રમાણે દરરોજ સાંજના ઇલમ ચલાવતો હતો. એમ કરતાં કરતાં ઘણા દિવસ વિતી ગયા.

એક દીવસને સમે શહેર માંહેલી આશરે ૬૦ વર્ષની ડોશી હાથમાં માટલું લેઇ પાણી ભરવા આવી, તે દરમ્યાનમાં કુંવરની સ્વારી પણ ત્યાં જ હતી. ડોશીએ પોતાનું માટલું પાણીથી ભરી ચાલવા માંડયું. ને જ્યાં પાંચ સાત ડગલાં ચાલી કે મંજીકુંવરે હાથમાં કામઠી લેઇ ભલકા ઉપર સીસાની ગોળી ચડાવી ભલકો માર્યો ગોળી વાગી એટલે ભલકો પડી ગયો ને ડોશીનું માટલું કાણું થઇ પાનીની ધાર ચાલવા માંડી, ડોશીએ પાછું ફરીને જોયું તો મંજી કુંવરને દીઠો, એટલે ડોશી મંજીકુંવરને કહે છે.—

### દોહરો.

સાંભળ કુંવર રાજવી, આ શું કીધું કામ;
ફોડી નાંખ્યું માટલું, ગરીબ કેરૂં દામ. ૧
લાજ લગાડવા અવતર્યો, કુળને લગાડો કલંક;
હાવી રીતે ડોશી બોલીયાં, રીસ ધરીને મન. ૨
પીતા તારો રાજીયો, માણેકદે પરમાર;
યુધ કરવા ચાલીયો, ગુંડવણને દરબાર. ૩
યુદ્ધ કીધુ રૂડી રીતથી, પામ્યો તે તો મરણ;
વેર લેવાને પરવરો, સુણજો તમે રાજન. ૪

તું રજપુત કેરો બેટડો, પ્રાક્રમ તારૂં કામ;
ગુડવણ જીતી વેર આવશો, જુગમાં રહેશે તુજ નામ. ૫
સમજી પોતે ચાલીયો, આવ્યો રાજ દરબાર:
દાસ નરોતમ એમ કહે, માને પુછે પરમાર. ૬

**બાલમંજી**--અરે રાજમાતા! મારા પીતા માણેકદે પરમાર શ્યા કારણ વાસ્તે ગુડવણના મુલકમાં ગયા. અને તેમને કોણે માર્યા, તે મને કહો. નહીતો મ્હારે રાજ મહેલમાં રહેવું નથી, ને હું મ્હારા દેહનો ત્યાગ કરીશ. આ પ્રમાણે કુંવરનું રીસભરેલું બોલવું સાંભળી રાણી જેજેવંતી કહે છે.--

અરે મારા પ્રિય કુંવર! તારો પીતા કોઇથી પણ મરાય એવો નહોતો ને ગુડવણના મુલકમાં ગયો પણ નથી. એવી વાત તને કોણે કહી, એ વાત બીલકુલ જુદી છે.

**બાલમંજી**--અરે પરમપ્રિય માતા! તું મને શા મારે જુઠું કહી ભડાવે છે? મારે ત્યાં જઇ કાંઈ વેર લેવું નથી, તથા ગુડવણના મુલકમાં જવાનું મારે કાંઇ કામ પણ નથી. હજુ તો હું બાલ્યાવસ્થામાં છઉં. મારી પાસે લસ્કર ફોજ વીગેરે કાંઇ પણ નથી. તેમ જોદ્ધા પણ નથી. તમે તમારા મનથી મને સાચે સાચુ કહો. રાણી પોતે પોતાના મનમાં વીચાર કરે છે, અરે ભગવાન! માણેકદે પરમાર હિમતવાન તથા શુરવંતો હતો, તેમ કાળીકાજીની પણ સાહ્ય હતી તે જ્યારે ધટચંપામાંથી ફોજ લેઇ યુદ્ધ કરવા સારૂ નીકળ્યો ત્યારે એની પાસે તેર તુંગાદળ ફોજ હતી. (તેર તુંગાદળ એટલે દરવાજે તેર તુમડાં બાંધે, અને જ્યારે ફોજ ચાલે ત્યારે તેની રજ ઉડી તેરે તુમડાં તારાએ એને તેર તુંગાદળ ફોજ કહે છે.) આટલી બધી ફોજ

લઇ ઘટચંપાના ધણીએ ગુંડવણ દેશ ઉપર ચડાઇ કરેલી તે છતાં ગુંડવણ દેશ જીત્યો નહી તો કુંવર શું જીતવાનો છે? વળી આટલો માજીએ આપેલો છે, તે પણ જાય એટલે કોઇ જાતની બાકી રહે નહી. હું જીવતી મોઇ કેની? મરીજ તો, એમાં શો શક! કોઇ-એ એને ઉશ્કેરણી આપી છે. પણ મારે તો નાજ કહેવી. હું હા કહું તારે ઉપાધી કરે કેની! એવો વીચાર કરી કહે છે. અરે બેટા તારો પીતા એને નીમાત્તે મરણ પામ્યો છે. બાકી કોઇએ માર્યો નથી. એવું માતાનું વચન સાંભળી કુંવર રીસાઇ ઘોડાની ઘોડાહારમાં જઈ સુતો; અને મોઢેથી કાંઇ બોલે નહી. આવી તરેહ કુંવર કીધું, પછી રાણી ઉઠી રંગમહેલમાં ગઇ. આવો બનાવ બન્યો એટલે રાણીના મનમાં કે હમણાં કુંવર રીસમાં છે, પછી માનશે, એમ કહી નીરાશ થઈ સુતી. પછી સાંજના કલાક ચાર વાગવાનો વખત થયો એટલે દાસીએ આવીને રાણી જેજેવંતીને ઉઠાડી એટલે જેજેવંતી દાશીને કહે છે.

## દોહરો.

સાંભળ મારી દાસીઓ, કરો એક મુજ કામ;<br>
રાજકુંવર જે કયાં ગયા, તેડી લાવો આ ઠામ.

જ્યાં રાણીને હુકમ થયો કે દાસીઓ ઉઠીને કુંવરને શોધવા નીકળી પડી અને મેહેલની બહાર જઈ વીચાર કીધો કે કુંવર કયાં હશે. તેમાંથી એક દાસી બોલી કે ભુતનો વાસ પીંપળે. માટે એ પન-ઘટપર હશે. તેઓ પનઘટપર દોડી, પનઘટ જોઇ વળી પણ કુંવર દીઠો નહીં. દાસીઓ ચોતરફ શોધી ઉદાશ થઇ રાણી પાસે આવી કહે છે, અરે બાઇ સાહેબ! બધી જગ્યા જોઇવળી પણ કંઇએ કુંવર મળ્યા નહિ.

રાણી—અરે ઝટપટ શોધી કહાડો નહીં તો તમારા બધામાંથી કોઇને પણ મારી પાસે રાખનાર નથી. એવું વચન દાસીઓએ સાંભળ્યું તેથી તમામ દાસીઓ પાછી ખોળવા નિકળી પડી. તેમાંથી એક દાસી બોલી:–બ્હેન ! તમે જાઓ હું ઘોડાની જગ્યા સાફ કરી આવું. એમ કહી ઘોડાની જગ્યા સાફ કરવા ગઇ ને જેવી ત્યાં ગઇ તેવાજ મંજીકુંવરને સુતેલા જોઈ રાણી પાસે આવી કહે છે.

## દોહરો.

જેજેવંતી માવડી, સુણજો મારી વાત;
કુંવર સુતા ઘોડાહારમાં જોઇ આવી હું જાત.

જ્યાં રાણીએ કુંવર ઘોડાહારમાં સુતો છે એવી વાત સાંભળી કે તુરત ઘોડાની ઘોડાહારમાં આવી, મંજીકુંવરને કહ્યું.

અરે બેટા ! આવી ખોટી હઠ લીધાથી શો ફાયદો છે ? માટે ચાલ ઉઠ મેહેલમાં જઇએ. એમ કહી હાથ પકડવા જાય છે એટલે બાલામંજી કહે છે.

અરે રાજમાતા ! તમારો આવો સતીનો અવતાર ને જુઠું બોલો છો તેમાં તમને શો ફાયદો છે ? હું તમારા જુઠ બોલવાને લીધે મારા દેહની ઘાત કરવાનો છું એમ નક્કી જાણવું; કાલે મારૂં મહોડું જુવો ત્યારે કહેવું હોય તે કહેજો. આવી વાત કુંવરને મહોડેથી સાંભળી કે તુરત રાણીનો જીવ ઉડી ગયો.

રાણી—અરે કુંવર ! તમારા દેહની ઘાત કરવી નહી. ને મુઙવણ પણ જવું નહી ને તમારા પિતા વિશે જે બીના બની છે તે કહી સંભળાવું છું. એમ કહી જેટલી બીના બનેલી તેટલી મંજીકુંવરને કહી સંભળાવી. એટલે કુંવર રાજ દરબારમાં માની સાથે ગયો.

રાતની સમે ભોજન કીધા બાદ થોડોક વખત માતાના સુતા પછી ગયો, એટલે પોતે ઉપર મોહોલે સુવા ગયો.

સુના પછી વિચાર કરવા લાગ્યો, કે હું રજપુતનો દીકરો ને દેવીકાળીનો આપેલો પુત્ર તે ગુંડવણ લોકોને માર્યા વિના કેમ છોડું? મારૂં નામ બાલામંજી શા કામનું પાડેલું છે? મારા પીતા માણેકદે પરમારનું વેર લીધા વિના હું તેનો પુત્ર પણ કેમ કહેવાઉ? માટે મારે ગુંડવણ દેશ જીતીને વશ કરવો.

પણ એકદમ જવાનું કામ નથી, ઘણીક બારીક રીતે વિચાર કરી જુક્તિથી કામ લેવાનું છે. ફીકર નહીં! જુગત અંબા કરે તે ખરૂં એવો વિચાર કરી નિદ્રાને વશ થયો.

બીજે દીવસે પ્રભાતનો પહોર થવાની સાથે દંતધાવણ કરી ન્હાઇ ધોઈ પોશાક પહેર્યો. તેમાં જરકશીનો બુટીદાર જામો પહેર્યો છે. માથે કસબી મોડ ને રત્નજડીત શીરપેચ બાંધી દીધો છે. વળી કમરે સેલાં લપેટી દીધાં છે. તેમાં શક્તિરૂપી સમશેર પણ ખીલી નીકળી છે. કલગી તોરા પણ શીરપર લટકી રહ્યા છે. જ્યાં આવો પોષાક પહેર્યો કે કામરૂપ જેવો બની ગયો, ને સુવર્ણની થાળી હાથમાં લઈ ગુલાબનાં ફુલ, કેતકી, જાઈ, જુઈ, ચંબેલી, મોગરો, અને ગળગોટા વગેરે કંકુ, કેસર, અબીલ, ગુલાલ, કસ્તુરી, એલચીનું અત્તર, ગુલાબનું અત્તર, વગેરે પુજાનો સામાન, પંચામૃત, ધુપ, ગુગળ, તથા ચિંતામણી એવો અગણિત પુજાનો સામાન લેઇ કાળીકાદેવીની પુજા કરવા ચાલ્યો. દેવીના દેહેરામાં આવી, વિધ વિધની પુજા કરી હાથ જોડી એક ચિત્તથી ઉભો ઉભો સ્તુતિ કરે છે.

### શ્રી ગણેશાયનમઃ

દીન દયાળી, ખડગવાળી પૂર્ણ પરમેશ્વરી, આઈ અંબે ગરીબની

લાજ રાખો. ગરીબ ઉપર મહેર કરનારી શક્તિમાન, તું સમશેર-વાળી, અષ્ટ ભુજા દેવી, વિધીની સહસ્ત્ર ભુજા દેવી, અનેક ભુજ ધારણ કરનારી મોહોમાયા, જયવિર્પની જોગમાયા, અરે દયાળી દેવી, હું તારો આપેલો પુત્ર છઉં. માટે હે જગત અંબે સાક્ષાત દરશન આપ. નહીંતો તારૂં નામ જશે. તું તારા, તું તોતળા, તું તુળજા ભવાની એવા અનેક રૂપ ધારણ કરવાવાળી મારી મા તુજ પુત્ર ઉપર પ્રસન્ન થા. હે નારાએણી, બ્રહ્મમાણી મા, તું રૂદ્રાણી. ઘણાક દૈત્યનો નાશ કીધો. એવી મા તું પ્રાક્રમી થઈ માટે મારા ઉપર મહેર કર.

દ્વાપરમાં દ્રુપદા, ત્રેતામાં તુલજા;
સદ જુગમાં તું સીતા. અને કળીયુગમાં ચંડીકા.

હે કાળી માતા! સાક્ષાત દર્શન આપો, માતુશ્રી સાક્ષાત બીરાજે છે, પણ કુંવરનો દ્રઢ વિશ્વાસ જોવા અંબીકાજી બેશી રહેલાં છે ને કાંઇ પણ બોલતા નથી.

આવી તરેહથી ઘણીકવાર માતુશ્રીની સ્તુતી કર્યા બાદ, હાથમાં સમશેર લઇ પોતાનું મસ્તક છેદવા ગયો, એટલામાં કાળીકાજી બોલ્યાં અરે પુત્ર તારે શું કામ છે? તું શું કરવા મરે છે? તું મારો આપેલો પુત્ર છે માટે તારે કશી ફીકર રાખવી નહીં. જ્યારનો તું ઉત્પન્ન થયેલો છે ત્યારની મને ખબર છે, તેથી તારે બેસવાને સારૂ અમુલખ ઘોડો આપેલો છે તે ઘોડો જ્યારે બેસવા જોઇએ ત્યારે રાણી જેજેવંતી પાસે માગજે. પ્રથમ તો તને ના કહેશે, પણ તું જ્યારે હઠ લેઇશ ત્યારે તને દેખાડશે, નહીં તો દેખાડનાર નથી. ને જે થાય તે તારે જોયાં કરવું. પણ તારી હું કુળદેવી છઉં તેથી મને હમેશ સંભાળજે ને તું કદિ ચુકીશ તો તારૂં બધુ કામ બગડશે.

એવો અવાજ દેરામાંથી સંભળાયો એટલે બાલામંજી હીમત રાખી પોતાને મહેલે આવ્યો ને વિચાર કરવા લાગ્યો કે મારે હરેક તજ-વીજ લગાડી રાજ સભામાં જવું જોઇએ, કેમકે મને બધી બાતમી ત્યાં મળશે એમ ધારી પોતાના મામા ચાંદો તથા ટીલો હતા ત્યાં તેમને ઘેર આવ્યો.

## દોહરા.

મામારે મારા મામલા, કરો એક મુજકામ;
કહું વાત મુજ મનથી, મન ધરો આ ઠામ.
જાવું રાજ સભા એમાં, તેડોની તમ પાસ,
રાજ ચર્ચા જોવી મહારે, હું આવું તમારી સાથ.

આવી રીતે મામાને કહ્યું એટલે મામા બોલ્યા હે કુંવર ! તમે અહીંયાં બેસો. અમે બહાર જઇને આવીએ છીએ; એમ કહી કુંવ-રને બેસાડી મામા પોતે ફરવા નીકળી ગયા, અને ત્યાં જઇ બંને વિચાર કરવા લાગ્યા.

**ચાંદો**—અરે ભાઈ ટીલા જો કદી મંજીકુંવરનાં પગલાં રાજ સભામાં આવ્યાં તો આપણું કામ બગડશે કેમકે માણેકદે પરમારને મુવાને આશરે ચઉદ વર્ષ થવા આવ્યાં છે તે ખબર દીવાનને થશે કે તુરત તુરતા મંજીકુંવરને ગાદી ઉપર બેસાડશે પછી આપણે દીવાન મહમદશાહના તાબેદાર થવું પડશે. તેથી એને તેડી જવો નહિ. જો કદાપિ કુંવરને ગાદી ઉપર બેસાડે તો કુંવર રાજા થાય ને મહમદશાહ દીવાન થાય એટલે આપણે તાબેદાર થવું પડશે. પછી તીજોરીની કુંચીઓ આપણી પાસે રહેશે નહીં, માટે કદી એને તો લેઈ જવોજ નહી વાયદા કરી એને તો પાછો કહાડવો, દાતારી દાન કરે ને ભંડારીના પેટમાં દુખે એ કહેવત કાંઇ ખોટી નથી. મહમદશાહ દીવાન ગાદી

પર તો બેસાડવાનો નથી કેમકે માણેકદે પરમારને પોતે વચન આપેલું છે. તે દીવાન એકવચની છે. ગાદીપર બેસાડયો નથી ત્યાર પેહેલા મામાના પેટમાં દુખવા માંડયું. બંનેભાઇ સઘળો વિચાર કરી ઘેર આવ્યા એટલે સાંજ પડી ગઇ ને જુવે છે તો બાલામંજી પોતાને મહોલે ગયા હતા. હવે ચાંદો તથા ટીલો એ બંનેભાઇઓએ વિચારમાં ને વિચારમાં રાત નીર્ગમન કરી.

બીજે દીવસે પ્રાતઃકાળમાં ઉઠી દંતધાવણ તથા સ્નાન કરી મહાપ્રસાદ લેઇ રાજકચેરીમાં ગયા, ત્યારબાદ કુંવર પોતાના મામાને ઘેર ગયો. પણ ત્યાં મામા નહોતા એટલે પોતાને મહોલે પાછો આવ્યો બીજે દીવસે પાછો ઉઠી મામાને ઘેર ગયો. તે મામા બેઠેલા હતા તે જોઇ કહે છે કે, મામા મને રાજકચેરીમાં તેડી જાઓ.

**મામા**—ઠીક કુંવર હમણા કચેરીમાં આવવાનું કામ નથી કેમકે જે દીવસથી તમારા પીતા મરણ પામ્યા છે તે દીવસથી દીવાન ઘણો ગુસ્સે થઇ રહેલો છે. વળી અધુરામાં પુરી પાંધાધળોની સાથે લડાઇ થવાની છે તેથી તમારે આઠ દીવસ રહી આવવું. તમને તેડી જઇશું. હમને કંઇ તમે અળખામણા નથી. એ પ્રમાણે કુંવરને સમજાવી વિદાય કર્યો એટલે નીરાંતે બંને ભાઈ રાજકારભાર કરવામાં પડયા. મંજીકુંવર પોતાને મોહલે આવ્યો પણ તેને કાંઇ ચેહેન પડતું નથી, એમ કરતાં કરતાં આઠ દીવસ વહી ગયા, ને નવમે દીવસે પોતાની માતુશ્રીને કહે છે.

## દોહરો.

માતારે મારી માવડી, લાગુ તમને પાય;<br>
વાત કહું મા તમ કને, સાંભળજો મુજ માય. ૧

જાવું રાજકચેરીમાં આપો અમુલક અશ્વ;
ઉપર બેશી હું પરવરૂં, રાજસભામાં સ્વચ્છ. ૨
વળતી રાણી બોલીયાં, સાંભળ રાજકુમાર;
જાવો તમે ઘોડાહારમાં, અશ્વ લાવોની બહાર. ૩

જ્યાં માતુશ્રીનું વચન સાંભળ્યું કે તુરત ઉઠીને ઘોડાની ઘોડાહારમાં જોવા ગયો ને આ નાકેથી પેલે નાકે સુધી જોતો ગયો. પણ ઘોડો પોતાને બેસવા લાયક દીઠો નહી ત્હારે ઉદાસ થઇ મા પાસે પાછો આવ્યો.

**મંજીપરમાર**—રાજમાતા ! ઘોડારમાં ઘોડો મારે બેસવા લાયક બીલકુલ નથી, માટે હે મારી મા ! તું મને મારે બેસવા લાયક અમુલ્ય ઘોડો બતાવ.

**રાણી**—અરે કુંવર ! જે ઘોડા બાંધેલા છે તે બધા ઘોડાહારમાં છે, મારી પાસે બીજો ઘોડો નથી.

**મંજીપરમાર**—હે માહારી દયાળું મા ! હું તને વીનવી વીનવીને કહું છઊં કે તારી પાસે જે અમુલ્ય ઘોડો છે તે આપ ને જો ઘોડો નહીં બતાવશો તો આ કટાર માહારા પેટમાં મારીશ, એમ કહી કટાર હાથમાં લીધી, ને જ્યાં રાણીએ હાથમાં કટાર લીધેલી જોઈ એટલે બોલી: હે કુંવર ! શું કરવા હઠ કરો છો ! હું તમને બતલાવું છું. આપણા ઘર પછવાડે મોહીના વાડી છે, તે વાડીના મધ્ય ભાગે એક મોહોટો ટેકરો છે, તે ટેકરો ખોદાવશો એટલે તેના ઉપર એક સહસ્ત્ર મણની શલ્યા ઢાંકેલી દેખાશે. તે સલ્યા ઉપડાવશો એટલે અંદર ભોંયરૂ માલમ પડશે તે ભોંયરાને એક દરવાજો છે તે ઉઘાડશો તો દેવીકાળીનો ઉપજાવેલો કાળીયો રેવંત ઘોડો બાંધેલો

દેખાશે તેનો સામાન પણ ત્યાંજ હશે; પણ આવતી જતન કરી તમારે હાથે ઘોડાને બહાર યુક્તિથી કહાડશો તો નીકળશે, નહી તો તે ઉડી જશે. આવી વાત સાંભળી કે કુંવર તુરતા તુરત કટાર લેઇ મોહીના વાડીમાં આવી એંધાણ બંધ જોયું તો તે ટેકરો દીઠો. પછી આદમી ચાર પાંચ બોલાવી તે ટેકરો ખોદાવી નાંખ્યો એટલે પેલી શલ્યા દેખાવા લાગી, અને જેવી શલ્યા પોતે નજરે દીઠી કે તુરત પોતાના આદમીઓને રવાના કર્યા. આદમી ગયા બાદ મંજીકુંવર વીચાર કરે છે કે આ સહસ્ત્ર મણની સલ્યા મહારાથી ઉચકાય એમ નથી માટે જોગમાયાની મદદ માગવી જોઇએ. એવો વિચાર કરી હાથમાં ખડગ લઈ પોતીકી ટચલી આંગળી કાપી એટલે લોહી નીકળવા માંડયું, ને લોહીની ધાર ચાલવા માંડી, એટલે પોતે આંગળી શલ્યા ઉપર ધરી ને જ્યાં રૂધીરના છાંટા શલ્યાપર પડ્યા કે શલ્યા ઉખડી વેગળી પડી, ને જ્યાં શલ્યા આઘી પડી દીઠી કે તુરત ભોંયરૂં દેખાવા માંડયું. એ ભોંયરામાં ઉતરી પડયો ને જોવા લાગ્યો તો



એક કમાનદાર દરવાજો દેખાયો, ત્યાં જઇ દરવાજાની બારી ઉઘાડી માંહે પેઠો તો માંહે કારમીમાયાનો કાળરૂપ ઘોડો દીઠો તેવો જ કુંવર ઘોડા પાસે ગયો. એટલે ઘોડો સવાવેંત ઉંચો ચડી ગયો. દેવી કાળીનું સ્મરણ કરીને ઘોડો છોડયો ને તે ઘોડો જોઇ મન વિશે ઘણું હરખાયો.

મંજીકુંવરના મનમાં એમ આવ્યું કે મારા લાયક મને ઘોડો મળ્યો. તેમ ઘોડાના મનમાં પણ થયું કે મારો ધણી બેસનાર ઉસ્તાદ મળ્યો. પછી ઘોડાને લગામ ચડાવી તંગ સામાન કરી પોતે જુક્તિથી બહાર કહાડયો ને પોતે સ્વાર થઈ રંગ મેહેલ આગળ આવ્યો

ને નીચે ઉતરી ઘોડાને ઘોડાહારમાં બંધાવ્યો પછી પોતે રાજમાતા પાસે આવ્યો.

**મંજીપરમાર**—અરે માતુશ્રી! હું ઘોડો લાવ્યો.

**રાણી**—બેટા તેં ઘોડો શી રીતે કહાડ્યો તે મને કહે.

**મંજીપરમાર**—અરે માતુશ્રી! કાળીકાજીને બાહુતી આપ્યા પછી કહાડ્યો.

પોતાની માએ વિચાર કીધો કે કુંવર મહા ચતુર છે તેમ ઘણો બહાદુર છે, તેથી ગુંડવણ જીતે તેમાં કાંઇ પણ શક નથી, પણ માણેકદે પરમારની વાત સાંભળીને અનેક પ્રકારના મન મધ્યે વિચાર થતા હતા, તેથી રાણીનું મન પાછું હટતું હતું; કેમકે તે પણ બહુ પ્રાક્રમી તથા બળવાન હતો, કેમકે તેણે ઘણા દેશો જીતી લીધેલા હતા. એટલે વીચાર કરતી હતી કે વળી રાજા બહાદુર તે તુંગાદળ ફોજ લઈ ગુંડવણનો મુલક જીતવા ગયેલા પણ જીત્યા નહીં ને મરણ પામ્યા તો કુંવરનો શો આસરો છે. એવો વિચાર મનમાં કીધો એટલે સાંજ પડી; ત્યારબાદ ભોજન કરી નીંદ્રાવશ થયા. બીજે દીવસે સવારમાં ઉઠી દંતધાવણ કરી ન્હાઈ ધોઈ જુક્ત અંબાનું ધ્યાન ધર્યું પછી ભોજન કીધાં.

પોતાના સીપાઈ ગુલામને ઘોડાનો સામાન કસવા તથા તેને શણગારવાનો હુકમ કર્યો એટલે રેવંત ઘોડાને શણગારવા માંડ્યો. હીરા રત્નનું પ્લાન રેવંત ઉપર ઝબકી રહ્યું છે. પગમાં સાવસોનાના ઘુઘરા ધમકી રહ્યા છે. કલગી પણ સાવ જડાવની ચળકી રહી છે. એવી રીતે ઘોડો શણુમારી તઈયાર કરી મંજીપરમાર પાસે આવ્યો ને કહે છે.

ગરીબ પરવર, ઘોડા તઇયાર કીયા. એવું સાંભળી મંજીપરમારે પણ પોશાક પહેર્યો ને રાજમાતાની આજ્ઞા લેઇ ઘોડેસ્વાર થઈ મામાના મોહોલ ભણી ચાલ્યો. રસ્તે ચાલતાં ચાલતાં કુંવરનું રૂપ જોઇ રઇયત લોક પણ મહા હર્ષ પામતા હતા. બપઇઆ મોરની માફક રેવંતને કુદાવતાં નચાવતા મામાને ઘેર આવ્યા ને ઘોડા ઉપરથી હેઠે ઉતરી ઘોડાને બંધાવી ઘરમાં ગયા.

**મંજીપરમાર**—મામી! મારા મામા ક્યાં ગએલા છે?

**મામી**—રાજકચેરીમાં ગએલા છે.

( મંજી પરમારે પોતાના મનની સાથે વિચાર કીધો કે મેં રાજકચેરી ક્યાં નથી જોઈ! એમ વિચાર કરી ઘોડેશ્વાર થઈ રાજ-કચેરી તરફ ચાલતો થયો.

પ્રથમ ચાંદો તથા ટીલો બંને ભાઈઓ રાજસભામાં ગયા ત્યારે રાજકચેરીનો જે મોટો દરવાજો હતો તે દરવાજો દરવાન પાસે બંધ કરાવેલો હતો. કારણ મંજીપરમાર આવી શકે નહીં ને દરવાનને પણ ખુબ ધમકી આપીને કહેલું કે દરવાજો ઉઘાડવાને દીવાનનો હુકમ નથી, તેથી હરકોઈ રાજા, રાઠોડ, ચાવડા અથવા કોઈ પણ રાજાનો કુંવર આવે તો દરવાજો ઉઘાડવો નહીં. કદાપી લાંચ આપે તોએ ઉઘાડવો નહી, ને જો તું દરવાજો ઉઘાડશે તો તને શુળીએ ચઢાવવામાં આવશે, કેમકે પાંધાધળના રાજા લદાઇ કરવાના છે માટે ઉઘાડવો નહીં. પછી અમારે માથે તારે દોષ મુકવો નહીં. તારૂં લાગ્યું તારે ભોગવવું પડશે એવો બંદોબસ્ત કરીને રાજસભા-માં ગએલા હતા. હવે દરવાન દરવાજો બંધ કરીને બેઠેલો છે, તેમ કોટ ઉપરથી ચડીને જવાએ એમ પણ નહોતું. એ દરમ્યાનમાં મંજીપરમાર આવી પહોંચ્યો તો દરવાજો બંધ થએલો દીઠો. હવે મંજીપરમાર દરવાજા આગળ જઇ દરવાનને કહે છે.

### દોહરો

મંજી – દરવાજો ઉઘાડને, જાવું કચેરી માંહે;
જલદીથી ઉઘાડને, બંધ કર્યો કેમ આંહે. ૧

દરવાન—દરવાન મુખથી બોલીઓ, સાંભળ કુંવર વાત;
હુકમ નથી દીવાનનો, તે હું કહું સાક્ષાત. ૨

મંજી—કોણે હુકમ તને આપીઓ, તે મુજને કહે વાત;
કાળ ખુટયો હવે તાહરો, મોત આવ્યું તુજ પાસ. ૩

દરવાન—પાછા વળોની પ્રેમથી, નવ ઉઘાડું દ્વાર;
હુકમ નથી દીવાનનો, મારી નાંખે આ ઠાર. ૪

મંજી—નહીં મારવા દઉ તુજને, દરવાજો ઉઘાડ;
વચન આપું હું કર વિશે, તે લેની આ ઠાર. ૫

દરવાન—વચન તમારૂં નવ લહું, જાઉ હોએ ત્યાં જા;
મરવાને શાદ આવીયો, મારી નાખશે ત્યાં. ૬

એવું સાંભળતાંજ કુંવરને ક્રોધ ચઢયો પણ શું કરે, તેનો કંઇ ઇલાજ નહીં હતો, પોતાના મનમાં એવો વિચાર કરે છે કે કદી હું એને કંઈ લાંચ આપીને દરવાજો ઉઘડાવું તો ઘણું સારૂં થાય નહીં તો પાછા જવું પડશે.

એવો વિચાર કરી દરવાનને ફરીથી કહે છે.

### દોહરો

મંજી—સાંભળ દરવાન માહરા, આપું ધન અપાર;
આપુ રેવંત ઘોડલો, ઉઘાડની તું કમાડ. ૧

મુદ્રિકા સવાલાખની, આપું હાથો હાથ;
અવર કોઈ જાણે નહીં, સમ ખાઉ તારી સાથ. ૨

દરવાન—મારે ધન નથી જોઇતું, પાછો જાની તું આજ;
કાલ બપોરે આવજે, ઉઘાડાં હશે કમાડ. ૩

એવું સાંભળી મનજીએ પોતે વિચાર કીધો કે દરવાન દરવાજો ઉઘાડવાનો નથી ત્યારે શું હું ફીકે મોડે જઇશ ? એમ વિચારી કાળીકાની સ્તુતિ કર્યા બાદ રેવંતને કહે છે.

## દોહરો

સુણ સુભાગી ઘોડલા, પાછા જવાનું થાએ;
કોટ કુદી જો પરવરો, જોઇ રાજ સભાએ. ૧
વળતી હેઠે ઉતર્યો, બાલામંજી કુમાર,
થોડેક છેટે લઇ ગયો, રેવંતને પરમાર. ૨
તાણી બાંધો તંગડો, ઢીલી મુકી લગામ,
ઉપર સ્વાર થઇ કરી, મારી મુકયો તે ઠામ. ૩
છમ કરતો રેવંત કુદીયો, ઉતર્યો દરવાજા માંહે;
લગામ ઝાલી કર તાણીયો, ઉભો રાખ્યો ત્યાંહે. ૪
કેડ થકી ખડગ કાઢીયું, માર્યો દરવાન ત્યાંહે,
ત્યાંથી અગાડી પરવર્યો, આવ્યો રાજ સભાએ. ૫

દરવાનને મારી કરી મંજી પરમાર રાજ સભામાં આવી બેઠો કે તરત મામાએ બોલાવી લીધો ને પોતાની પાસે બેસાડયો.

**ચાંદો**--અરે કુંવર સાહેબ, હમે તમારી ઘણી રાહ જોઇ પણ હમારે કચેરીનો વખત થયો હતો તેથી અમે કચેરીમાં આવ્યા.

**મંજીપરમાર**--અરે મામા! હું જરા કામમાં રોકાયો હતો, તેથી મારાથી મોડુ અવાયું. એમ કહી મામા પાસેથી ઉઠીને દીવાન પાસે જઈ બેઠો.

**દીવાન**--આપ કીસીકા કુંવર હો ?

**મંજીપરમાર**--માણેકદે પરમારકા.

અને જ્યાં દીવાને માણેકદે પરમારનું નામ સાંભળ્યું કે દીવાનની આંખમાંથી ઝરઝર નીર ઝરવાં માંડયું, હવે ત્યાં મોટા મોટા રજપુતો તથા રાઠોડો તથા સોલંકી રજપુત ચાવડા બેઠેલા છે, કેસરી જોદ્ધા વીગેરે પણ બેઠેલા છે. એ પ્રમાણે રાજસભાનો દેખાવ ભારી દબદબાથી દેખાતો હતો તે દરમ્યાનમાં ચતુરીઓ બારોટ બત્રીસ પાનનું બીડુ સોનાના થાળમાં લેઇ ફરતો ફરતો આવ્યો. પણ સભાની અંદર કોઇથી પણ પાનના બીડા સામુ જોવાતું નથી ને સૌ નીચું જોઇ રહ્યા છે. હવે બીડુ ફરતું ફરતું પરમાર મંજી તરફ આવ્યું એટલે તુરત છલંગ મારી બીડુ લેઈ ખાઇ ગયો ને જ્યાં બીડું ખાધું કે તુરત ચતુરીઆ બારોટે દીવાનને કહ્યું કે દીવાનજી આજે ઘણે વરસે બીડું ઝડપાયું; દીવાન એ સાંભળી ઘણો જ ખુશી થયો.

**દીવાન**—એ બીડા કીને લીયા હે ?

**બારોટ**—સાબ ! મંજીપરમારને લીઆ હેં.

**દીવાન**--કુંવર સાબ ! તુમને બીડા ખાયા હેં લેકીન તે બીડેકી કયા બીનાં હે સો આપકુ માલમ હે ?

**મંજીપરમાર**—જો બીના હોવે સો સુણાદેના ઉસમે કુચબી અંદેસા નહી રખના.

**દીવાન**—જો બીના કહેનેકી હેં સો સુણા દેતાહું. આપકા પીતા માણેકદે પરમાર ગુંડવણકે ઝગડેમેં મારે ગએ. ઉનકું અવલસેં હમને બચન દીએલે હેં, બચનકા માયના કયા હેં, સો સુણાતા હું.

કબી ગુંડવણ લોકકી સાથ લડાઇમેં માણેકદે પરમાર મરજાવે જદ કીસીકું ગાદી નહીં બેઠાના, ઓર ઉસકા નામકા બત્રીસ પાનકા

બીડા ચતુરીઆ બારોટકું બનાકર દેના લેકીન ઉનકું કચેરીમેં ફીરાના, કોઇબી સખ્સ પાનકા બીડા લેવે ઓર ખાવે, જદ ઉસકુ બોલ દેના કે તુંમ ગુંડવણ દેશ જીત કર ઓ દેશકી ખંડણી લેનેકા એ કરાર તાંબેકા પતેપર લીખવાકર લાવે જદ ઉનકું ધરચંપાકી ગાદી દેની. ઓર કીસીકું નહીં દેની. જો પાનકા બીડા ખાનેવાલા હારકર આવેગા ઉસકુ ભાગોળકી બીચમેં ગરદન મારના એસા બચનકા માએનાહેં. આપકી અંદર ગુંડવણ જીતનેકી કરામત હોવે જદ તો ફીકર નહીં, અગર નહીં જીતનેકી હીમત હોવે જદ પાનકા બીડલા ખાએલા હે સો ફીરસે બનાકર ભરી સભામેં ગાદીકું તીન દફે સલામ કર કર બીડા ધર દેના ઓર ઘરકું ચલે જાના.

**મંજીપરમાર**—ઉસ બાતકી કુચ ફીકર નહીં લેકીન મેરા મનકી હકીકત હેં સો સુણલે; મેરી ઉમ્મર ચઉદા બરશેકી હેં સો દો બરસ પીછે મેરા ઇરાદા ઉવાં જાનેકા હે.

**દીવાન**--ઉસકી ચીંતા નહીં રખના.

**મંજીપરમાર**—એક બાતકા વચન તું મેરેકુ દે.

**દીવાન**—કેસા બચન ?

**મંજીપરમાર**--દો બરસકી અંદર જેસા હુકમ તેરેપર ફરમાવું એસા હરેક કામ તાકીદસેં કરના.

ખજાનેમેંસે ધન લેનેકા હુકમ ફરમાવું સોબી કુચ પાછા નહીં ફીરાના. દો બરસકી અંદર દો દીન બકાત રહેગા જદ ગુંડવણ લોકકે મુલકમેં જાઇંગે ઓર ગુંડવણકી સાથ લડાઇ કરીંગે એસા મેરા બાપદાદેકા બચન હેનાકું.

**દીવાન**--જદ દો બચન હમકું.

એવું સાંભળી મંજીપરમારે ભરી સભામાં દીવાનને વચન આપ્યું તેવું દીવાને મંજીપરમારને પણ આપ્યું. આવી રીતે અરસપરસ કોલકરાર કરી મંજીપરમાર પોતાના રેવંત ઘોડાપર સ્વાર થઇ પોતાના મોહોલ તરફ ચાલ્યા. રસ્તામાં આવતાં કુંવરનું મુખ ઉતરી ગયું હતું. ખરા ઉનાળાના તડકામાં ગુલાબનું ફૂલ કરમાઇ જાય છે એ પ્રમાણે કરમાઇ ગયું હતું. કેમકે દીવાને ગરદન મારવાની વાત કહેલી. પણ લાચાર કે પોતાના બાપે દીવાન પાસેથી એવું વચન માગી લીધેલું હતું, પોતે વીચાર કરતો કરતો પોતાને મોહોલે આવ્યો ને રેવંતને ઘોડાહારમાં બંધાવી મોહોલમાં પેઠો. એક દેવડી ઉપર ચડી રહ્યા, ને બીજી ઉપર ચહડવા જાય છે એટલે પોતાની બેહેન રત્નાવળીએ ભાઇને જોયો તો કુંવરનું મુખ ઉતરી ગએલું દીઠું તે જોઇ કહે છે.

## દોહરા.

સુણ સુલક્ષણા બંધવા, મંજી રાજ પરમાર,
મુખ તારા કરમાએલા, દીસે અપરંપાર. ૧
ગએલા રાજસભાએમાં, કેવા લાવ્યા સમાચાર;
તે વીરા કહો મુજને, હું સાંભળું આ ઠાર. ૨

**મંજીપરમાર**——બત્રીસ પાનનું બીડલું, લીધું સભાની માંહે,
મેં તે ખાધું હેતથી, જીતવા ગુંડવાણ રાએ. ૩

**રત્નાવળી**——નથી ગુંડવાણને જીતવા, નથી બેહનું ઘટવ્યપણે;
પાછું આપો જઇ કરી, દીવાનના કરમાંહે. ૪
ગુંડવાણ દેશ આતી દોહલો, નથી જીતવાનું કામ,
બીતા આપણો રાજીઓ, મણે પામ્યો તે ઠામ. ૫

સદચંપાના રાજમાં, જોદ્ધા ઘણા વિકરાળ.
તે પણ મુવા જઇ કરી, કૃતાંત સરીખા કાળ. ૬
માટે મારા બાંધવા, સાંભળની તું આંહેં,
પાછા જાઓ સભા વિશે, લાગુ તમને પાએ. ૭

**મંજીપરમાર**—જે મહોડે પાન ચાવીયું, પાછું ન આપું એહ;
તું સાંભળ મહારી બેહનડી, એમાં નહીં સંદેહ. ૮
હું રજપુત કેરો બેટડો, વચનજ પાળું એક;
મારૂં ચુંડવણુ રાયને, પીતા કરતાં વિશેક. ૯

એમ કહી પોતે ઉપરના મહોલમાં રાજ્યમાતા જેજેવંતીને જઇને મળ્યો એટલે રાણી કુંવરનું મોહોડું ઉતરી ગયેલું જોઇ પુછે છે અરે બેટા! તારૂં મુખ કેમ ઉતરી ગયેલું દીસે છે તે મને સાચે-સાચું કહે.

**મંજીપરમાર**—માતુશ્રી સહેજ. એટલામાં એની બેન રત્નાવળીએ આવી સઘળી હકીકત રાજમાતાને સંભળાવી. ને જ્યાં બધી હકીકત સાંભળી કે, જેજેવંતી રાણીની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં ને કકલાણ કરી મુક્યું; મા તથા બેહેને પોતીકાં લટીઆં તોડી નાખવા માંડયા, અને રૂદન કરવા માંડયું. કુંવરે બંને જણાને ઘણા સમજાવ્યાં પણ બેમાંથી કોઇએ પણ છાનું રહ્યું નહીં. રૂદન કરતાં કરતાં ઘણો વખત ગયો પછી રાણી કુંવરને કહે છે.

**જેજેવંતી**— **લાવણી.**

તું સાંભળ મંજી વાત, કે કુંવર મહારા;
હજુ છો ઘણા નાદાન, નહીં દેઉં જાવા.
નથી ફોજ તમારી પાસ, યુદ્ધ કેમ કરશો,

ગુંડવણુના રાજની માંહ, કમોતે મરશો. તું સાંભળ૦ ૧
અવળા ગુંડવણુના રાજ, નહી જીતાએ;
તારો પીતા હતો બળવાન, મુવો વળી ત્યાંએ,
માટે જાઓ કચેરી માંહે, બીડું પાછું આલો:
તમે છો ઘણા સમજુ, વિચારી ચાલો. તું સાંભળ૦ ૨

મંજી— તું સાંભળ રાજમાતાએ, વચન નહીં ઠેલું;
મારા પીતા કેરૂ વેર, કદી નહીં મેહેલું;
મારે નથી જોઇતી ફોજ, ફોજ મુજ પાસે;
મારે કાળી માતા છે સાહે, શતરૂ મુજ નાસે. તું સાંભળ૦ ૩

મારા પીતાને વરદાન, દેવી કાળીનું;
તું સમજે છે મુજ માત, થયું થવાનું;
પીતા માણેકદે પરમાર, સમરે દેવીને;
ત્યારે આવે કાળી માત, લડાઇ જીતવાને. તું સાંભળ૦ ૪

તે ન કીધું પીતા એ, મોતે તે મુઓ;
તમે શું સમજો મુજ માત, વચન કેમ ખુવે;
મારે નથી જવું હમણાએ, મુદત મેં લીધી,
કુંવર મંજી કહે વાત, કબુલત મેં કીધી. તું સાંભળ૦ ૫

એ પ્રમાણે મંજી કુંવર પોતીકી માને કહી રંગમહોલમાં ગયો. રાણી ઉદાસીમાં વિચાર કરતી બેઠી છે એટલામાં એક ડાહી નામની દાસી રાણી પાસે આવીને કહે છે અરે બાઈ સાહેબ! મારી ગરીબની એક વાત સાંભળો તો હું તમને કહું.

**રાણી**—જે તારા મનમાં ઇચ્છા હોય તે મને કહે.

**દાસી**—હે બાઇ સાહેબ, તમે જો કુંવરને પરણાવશો તો

પછી જવાની વાત ભુલી જશે કેમકે સ્ત્રીની રંગબાજીમાં લપટાઈ જશે. આ પ્રમાણે જ્યાં દાસીની વાત રાણીએ સાંભળી કે પોતે વિચાર કરવા લાગી પછી એ વિચાર રાણીએ પોતાના મનમાં ઠસાવી રાખ્યો. ત્યાર પછી ઘણા એક દીવસ વીત્યાબાદ રાણી જેજેવંતી મંજીકુંવરને કહે છે, અરે બેટા, આપની સભાના હુશિયાર જોશીઓને તુરતા તુરત બોલાવી મંગાવવા જોઈએ કેમકે હવે તું ઘણો મોટો તથા સમજી થયો છે, માટે મારે તારા લગ્ન કરવાનો વિચાર છે. તેથી બધા જોશીઓની સભા ભરી પ્રશ્ન પુછવું જોઇએ કે કયા દેશપર લગ્ન જાગે છે. પછી ત્યાં આપણા ગોર દુર્લભભટ્ટને મોકલીએ.

**મંજીપરમાર**—અરે માતાજી! દુર્લભે તો ગામનું પાદર પણ નથી જોયું ને એ રખડવા જવાનો છે?

**રાણી**—પુછતો પુછતો જ્યાં જવું હશે ત્યાં જશે. પછી કુંવર પોતાની માનું વચન સાંભળી પોતાના સીપાઇ, ગુલાબ તથા રેમુને કહે છે.

તુમ જલદી જાકર આપની સભા કે જોશી લોક હે ઉસકુ તાકીદસે બોલા લાઓ.

**સીપાઇ**—(આજ્ઞા સાહેબ) એમ કહી જોશી લોકોને તેડવા સારૂ ગયા અને જોશીવાડમાં જઈ બધા જોશીને એકઠા કરીને કહે છે; તુમ સબ લોકકું બુલાતે હે.

**જોશીઓ**—કોને ત્યાં બોલાતે હે.

ગુ. રે.—મંજી કુંવર બોલાતે હે,

**જોશીઓ**—પણ કોને બોલાવે છે. તેનાં નામ જઇને પુછી આવ એટલે ગુલાબ જોશીને ત્યાં બેઠો ને રેમુ પાછો મંજીપરમાર પાસે નામ પુછવા ગયો.

**મંજીપરમાર**—તુમ કાયકુ પીછા આયા ?

**રેમુ**--સાહેબ ! આ લોક બોલતે હે કે જો લોકકુ બોલાતે હે ઉસકા નામ પુછ કર આવ.

**મંજી**--લાલભટ કાશીભટ, પરશોતમભટ ઓર મોતીભટ, એ ચાર જો હે સો સભા કે અંદર હુંશીયાર કેલાતે હે. ઉસકુ બુલાઓ.

**રેમુ**--અછા સાબ, એમ કરી તે સીપાઇ ચાલતો થયો, અને કહેલા નામાવાળાને ત્યાં આવી તેમને લેઈને મંજીકુવરને મોહલે આવ્યો એટલે મંજીકુવરે જોશી લોકોને સારી રીતે ગાદી નાંખી બેસાડવાનો હુકમ આપ્યો પછી ચારે જોશી બેઠા. રાણી જેજેવંતી રત્નાવળી દાસીઓ અને ચાકરો વીગેરે ત્યાં આવીને બેઠા, પછી મંજીકુવરે આવી જોશીઓની પુજા કરીને તેઓની સામે બેઠા.

**જોશી**--સાહેબ ! હમને શા વાસ્તે બોલાવ્યા ? જે કામ હોય તે ફરમાવો.

**રાણી**--હું કારણ કહું તે સાંભળો. મંજીકુવરનાં લગ્ન કરવાનો વિચાર છે. માટે કીયા દેશ તરફ એનાં લગ્ન જાએ છે. તે જોઈ મને બરાબર કહો.

**જોશી**--ઘણું સારૂં એમ કહી પોતાના ગણીતના કાગળો, લેઇ પ્રશ્ન જોવા મંડી ગયા. જોશ જોતાં જોતાં સવારની સાંજ પડવા આવી, પણ કાંઇ લગ્ન વીશે માલમ પડયું નહિ.

**મંજી**--મહારાજ ! કેમ કાંઇ લગ્ન જણાતાં નથી કે શું ?

**જોશી**—સાહેબ બરોબર જોઇને કહીએ છીએ. એ કામ કાંઇ સહેલું નથી. ઘણા મહેનતે કરીશું ત્યારે ખબર પડશે.

**મંજી**—ઘણુ સારૂં પણ ખરેખર કહ્યા વિના અહીયાંથી જવાની રજા મળવાની નથી. એ વાત જોશીએ સાંભળી કે તુરત પાછું જોવા માંડયું. ઘણીકવાર થઇ પણ કાંઇ માલમ પડયું નહીં એવામાં પરસોતમ ભટનો દીકરો પરભુભટ પોતીકો પિતા સાંજ પડી ગઇ તો પણ ઘેર નહી આવ્યો તેથી મંજીકુવરને ત્યાં જોશીઓની સભા બેઠી હતી ત્યાં પોતીકા બાપને તેડવાને આવ્યો.

**પરભુભટ**—હે પિતાજી ! હજી સુધી ઘેર કેમ નહી આવ્યા ? તેનું કાંઈ કારણ સમજાતું નથી તે મને કહો.

**પરસોતમ**—અરે બેટા ! મંજીકુવર કહે છે કે એના લગ્ન કયા દેશમાં થવાના છે અને કયા રાજાની કન્યા એને મળવાની છે, તે નક્કી કરીને ઘેર જાઓ તેથી કોઇને ઘેર જવાનો હુકમ નથી, માટે અમે બધાં અહીંઆં બેઠેલા છીએ.

**પરભુભટ**—પિતા, લોને હું કહી આપું એમાં તે શું જોવાનું છે.

**પરશોતમ**—ત્યારે તો ઘણુ સારૂં. પરભુભટ ઘણો હોશીયાર હતો કેમકે કાશી જઈ ઘણીક વિદ્યા ભણી આવ્યો હતો. તથા દેવીનો ઉપાસીક હતો. તેણે ગણીત નક્કી કર્યું ને બાલામંજીને નીચે પ્રમાણે કહ્યું.

દોહરો.

બાલામંજી કુવર સાંભળો, હું કહું તમને વાત;
લગ્ન થાયે પુરબા દેશમાં, પુરબી રાજ વિખ્યાત. ૧

રાજા ત્યાંતો સત્યવાદીઓ, ચંદ્રજય તેનું નામ,
પુત્રી તેની પદમની, ઘણી રૂપની ધામ. ૨

માટે કુંવર સાંભળો, હું કહું તમને વાત,
અમને હવે રજા દીજીએ, ગોર મોકલો પ્રભાત. ૩

જ્યાં પરશુભટે એવું કહ્યું કે તુરતા તુરત મંજીકુંવરે ગોર દુર્લભને બોલાવવા સીપાઇને મોકલ્યો પણ દુર્લભભટ ઘેર હતો નહિ. એટલે સિપાઈ ધક્કો ખાઈ પાછો આવ્યો.

**રાણી**--અરે કુંવર, તમે એક કાગળ પુરબાદેશના રાજા ચંદ્રજય ઉપર લખી તૈયાર કરી રાખો કે આપણે સાંજ પોહોરના ગોરને આપી રવાના કરશું.

**મંજી**--અરે મા. એ પુરબાદેશની ખંડણી આપણે ત્યાં આવે છે કે નહિ ?

**રાણી**--અરે બેટા ! તેની ખંડણી આવે છે, કેમકે ધ્રઢચંપાને તાબે છે.

**મંજી**--આપણા કુળ કરતાં એનું કુળ ઉતરતું છે કે ચઢીઆતું છે.

**રાણી** --તેનું કુળ જરા ઉતરતું તો ખરૂં.

**મંજી**—જાતના રજપુત તો ખરા.

**રાણી**—હા, એમ તો સૂર્યવંશી છે.

પછી મંજી પરમારે પત્ર લખવા માંડયો, કાગળ લખી રહ્યા બાદ પોતાની માને તથા બહેન રત્નાવળીને વાંચી સંભળાવ્યો, તે નીચે પ્રમાણે.

સ્વસ્તીશ્રી પુરબાદેશ મધે રાજ્યાદિક રાજેશ્રી રાજારાજ ચંદ્ર જય ફતેહસંગજી માહારાજ વગેરે રાજદરબાર.

ધ્રઢચંપાથી લી. મંજીપરમાર માણેકદેપરમારના હમેશ જુગત અંબાની સેવામાં પ્રણામ વાંચવા. વિશેષ વિનંતી સાથે આપ જેવા સુજ્ઞને લખી જણાવું છું, તે ચિત્ત ઉપર ધરશો એવી શક્તિ ઉપરથી

આશા રહે છે. અમોએ સાંભળ્યું કે આપને એક કુંવારીકા કુંવરી પદમની છે તેની સાથે મારા લગન માતુશ્રી જેજેવંતી અને બેહેન રત્નાવળીનો કરવાનો વિચાર છે. તે તમારા તરફના રાજમંડળનો અભિપ્રાય લઇ નક્કી થાએ તે ખુશીના પત્ર ગોર દુલ્લભ સાથે મોકલાવશો એટલે રંગમંડપ રચાવવામાં આવે. આ વાત તમો તથા અમો જાણીએ. આપણા બે જણામાંથી ત્રીજે કાને જાએ નહીં. કેમકે અમારા તરફથી કોઇ પણ રાજ દરબારમાં માગુ થએલું નથી, તેમ ઘણાં માગાં આવેલાં પાછા પણ વાળેલાં. કેમકે રાજમાતાએ ના પાડી હતી. તમે જાણોછો કે આપણા કુળમાં કેવો રિવાજ છે કે પ્રથમ કુંવરીનું માગું રાજકુંવર તરફ જાએ છે. એ આપ સારી પેઠે જાણતા હશો, પણ આતો પ્રથમ માગું અમો તમારા રાજમંડળ તરફ કરીએ છીએ. તેથી સઘળી રીતે વિચાર કરી રાજનીતિએ જવાબ લખજો. અમારા રાજ મોહોલમાંથી સઘળાએ પ્રણામ કહ્યા છે. થોડે લખે ઘણું કરી વાંચજો. એજ વિગત. સંવત–માસ–દીન–વાર.

લી૦

શક્તિ સેવામાં હમેશના પ્રણામ કરનાર.

**કુંવર મંજી પરમાર માણેકદે પરમાર.**

ઉપર પ્રમાણે કાગળ મા તથા બેહેનને વાંચી સંભળાવ્યો, ને પછી પોતાના સીપાઇને ગોર દુલ્લભને તેડવા મોકલ્યો, સીપાઇ જઇ ગોરને તેડી લાવ્યો, માતુશ્રી જેજેવંતીએ કાગળ, શ્રીફળ તથા સુવર્ણનો ટકો સોનાની થાળમાં મુકીને ગોરને આપ્યો, ને સઘળા સમાચાર કહ્યા. ગોર તે સઘળું સાંભળી આજ્ઞા લેઇ પોતાને ઘેર ગયા. ગોર આકરા મીજાજના હતા. ગોર ઘેર ગયા એટલે ગોરાણીએ પુછ્યું કે શું લાવ્યાં ?

**ગોર**—મંજી કુંવર ગાદીપર બેઠા તેથી મહને એક હીરાની કંઠી આપી.

**ગોરાણી**—લાવો, એમ કહી હાથ ધર્યો એટલે ગોરાણીને પત્ર આપ્યો.

**ગોરાણી**—મહારાજ આતો પત્ર છે.

**ગોર**—એ કાગળમાંજ કંઠી છે તો જે માણસ કોટમાં કંઠી ઘાલવા તઇઆર થાએ તે પુરબાદેશમાં શું નહીં જાએ ?

**ગોરાણી**—મહારાજ, અમે બઇરાં માણસ ક્યાં જઇએ ?

**ગોર**—જો રાંડ કેવી લુચ્ચી છે, તે વખત તો બઇરાં થઇને બેઠાં, રાંડ મેં તો શેહેરનો ઝાંપો પણ જોયો નથી, તે મારાથી કેમ જવાશે ? એમ કહી ઉદાશીમાં બેઠો.

**ગોરાણી**—અરે મારા નાથ ! શા કારણ વાસ્તે જવાનું છે; તે મને કહો.

**ગોર**—રાંડ બઇરાંની બુદ્ધિ પગની પાનીએ. અમથું મારૂં માથું ફોડાવ્યા કરે છે. જરાવાર જંપવા દેતી નથી. વળી રાંડ પુછી-ને શું કરવાની છે ? તને કહીએ તોએ શું થયું. મારો શુકરવાર કાંઇ વળવાનો છે એમ કહી નીસાસા નાખવા મંડયો.

**ગોરાણી**—અરે સ્વામીનાથ ! કહ્યા વિના કોઇ દિવસ પણ ત-મારૂં કામ થાએ તેમ નથી, જો મને કહેશો તો તેનો કાંઇ પણ ઉપાય થશે નહીં તો થવાનો નથી.

**ગોર**—મંજીકુંવરનાં લગ્ન પુરબાદેશમાં રાજા ચંદ્રજયની કુંવરી સાથે રાજમાતાનો કરવાનો વિચાર છે તેથી પત્ર લઇ ત્યાં જવાનું છે. કહે હવે શો ઉપાય બતાવે છે ?

**ગોરાણી**—એમાં તે શું બતાવું ? પુછતાં પુછતાં તો લંકામાં જવાએ. એમાં તો શા પાછા ટાંટીઆ ભરો છો ?

**ગોર**—જો રાંડે મોહોટો ઉપાય બતાવ્યો. પુરબાદેશ અહીંથી કેટલા ગાઉ વેગળું હશે.

**ગોરાણી**—પુરબાદેશ અહીંથી સો ગાઉ થાય છે એવું ગોરે સાંભળ્યું એટલે ગોરાણીપર દાંત્યાં કરીને ઉપર જઇ માથે ચાદર હોડી સુઇ ગયા. રાત પડી એટલે ગોરાણીએ વાળુ કરવા ઉઠાડવા માંડયા. પણ ગોરે કાંઈ જવાબ દીધો નહીં પછી ગોરાણીએ હાથ ધોઇ ગોરને ઢંઢોળી ઉઠાડયા ને વાળું કરાવ્યું. વાળુ કીધા પછી ગોર તુરત પાછા જઇ સુઇ ગયા. પ્રભાતના પોહોરમાં ગોરે વિચાર કીધો કે ગયા વિના ચાલે તેવું નથી, ને મેંતો દીઠું પણ નથી, તેથી અફીણ ખાઇ મરવું એવો નિશ્ચય કરી દંત ધાવન કીધા બાદ સ્નાન કીધું, અને દેવપુજા કરી ભોજન કરવાનો વિચાર કરે છે એટલામાં ગોરાણી કહે છે, મહારાજ ભોજનનો વખત થયો. ભોજન કર્યા બાદ ગોરે જવાની તઇયારી કીધી, એટલે ગોરાણીએ કહ્યું, મહારાજ વેહેલા પધારજો.

ગોર—જીવતા રહીશું તો આવીશું, એમ કહી રસ્તે પડયા. ગોરાણી ગોરના સ્વભાવથી જાણીતા તેથી કાંઇ બોલ્યાં નહીં. હવે ગોર નીકળ્યા તેવા બજારમાં ગયાં, ને અડધાભાર મોદીને ત્યાંથી અફીણ લીધું અને ઘાંચીને ત્યાંથી નવટાંક તેલ લીધું; પછી ગામ બહાર નીકળ્યા, ને જયાં હમેશ શેહેરની બહાર માહાદેવની પુજા કરતો હતો ત્યાં તે દેહેરામાં આવ્યો અને સુતો.

રાત પડી એટલે તેલમાં અફીણ નાંખી ઘોળીને તુરત ગટકાવી ગયો. ત્યાર બાદ થોડોક વખત ગયો એટલે ટાંટીઆ તરફડવા લાગ્યા

તેમ મોહોડે ફીણના ફરફોટા પણ આવવા લાગ્યા, ને ઘણો ગભરાઇ ગયો, તે જોઇ પાર્વતી મહાદેવને કહે છે.

**પાર્વતી**—અરે મહારાજ, તમારા દેહેરામાં બ્રહ્મહત્યા થાય છે માટે હું તો જતી રહું છું.

**માહદેવ**—એને હાથે મરે છે ત્યારે આપણે શું કરીએ ?

**પાર્વતી**— માહરાજ, તમારી જે પુજા કરે છે, તેને આજ ફળ કે ?

**માહદેવ**—જે મારી પુજા કરે છે, તેને તો હું સદાએ તૃષ્ટમાનુંછું.

**પાર્વતી**—મહારાજ ! તમારા મોંનો જ ઇનસાફ, આ બ્રાહ્મણ તમારી પુજા દરરોજ કરે છે કે નહીં ! તે મને કહો.

**માહદેવ**—પુજા તો નિત્ય કરે છે, પણ મને સંભારે નહી ત્યારે હું શું કરૂં ?

**પાર્વતી**—આથી તે તમને કેવી રીતે સંભારે ? તમારા સ્થાનમાં આવી મરવા સુતો છે તે તો જુઓ. હમણાંને હમણાં ઉઠો. નહી તો મરી જશે. તેવાંજ શંકર ઉઠયા, ને બ્રાહ્મણને માથે હાથ ફેરવ્યો તેવુંજ ઝેર બળી ભસ્મ થઈ ગયું.

પછી માહાદેવજી બ્રાહ્મણને પવન પાવડીપર બેસાડીને પુરબા દેશ તરફ ઉડયા, ને પુરબા દેશમાં પેસતાંજ દેવીનું દેહરૂં તથા પનઘટ હતો ત્યાં મહારાજને મુકી શંકર અતરધ્યાન થઇ ગયા, પણ માહારાજ જાગ્યા નહીં. સવારનો પહોર થયો ત્યારે ત્યાંથી ઉઠયો, ને દંત ધાવન કરી પનઘટના સામુ માતાનું દહેરૂં હતું ત્યાં જઈ બેઠા ને વિચાર કરવા લાગ્યો.

અરે ભગવાન ! મેં ખરેખરૂં ઝેર ખાધું હતું તોપણ મુઓ

નહીં ને મને અહીયા કોણ મુકી ગયું ? કોણ જાણે આ કયું રાજ હશે ને હવે હું શું કરીશ. એટલામાં શહેરમાંથી એક બાઇ પાણીનું બેડું લઈ પનઘટપર પાણી લેવા આવી તે જોઇ મહારાજે વિચાર કર્યો, કે જોઉં વારૂ એ દેશનું નામતો પુછું ! એવો વિચાર કરી તે સ્ત્રીને પુછે છેઃ—

**દોહરો.**

સાંભળ મારી બેનડી, પુછું તુજને આજ,
આ કોણ દેશ કોણ રાજવી, તે કહો મુજને વાત. ૧
બંધવ મારાં સાંભળો, શેહેર આ પુરબાદેશ,
રાજવી રાજા ચંદ્રજય, અવર નહિ લવલેશ. ૨
જેવું દુલભે સાંભળ્યું, ઉઠયો તેણીવાર,
ત્યાંથી અગાડી પરવર્યો, આવ્યો રાજદ્વાર. ૩

ત્યાંથી પોતે દરબારમાં ગયો પણ રાજકચેરી થએલી નહોતી તેથી પોતે તે કચેરીમાં જઇ બેઠો એટલામાં નકીબદાર ત્યાં આવ્યો.

**નખીદાર**—મહારાજ, તમારૂં નામ શું, અને કયાંથી આવો છો ?

**ગોર**—મારૂં નામ દુલભ, ને હું ધડચંપાના રાજા માણેકદે પરમારના કુંવર બાલામંજીનો મોકલેલો આવ્યો છું. માટે રાજા બહાદુરને મ્હારા વિષેની હકીકત કહેવી જોઇએ.

**નખીદાર**—હમણાં જઇને કહું છું. એમ કહી બ્રાહ્મણને બેસાડી પોતે રંગમોહોલમાં જઇને રાજાને કહ્યું. સાહેબ ધડચંપાના રાજા માણેકદે પરમારના કુંવર બાલામંજીએ દુલભ નામના બ્રાહ્મણની સાથે પત્ર, શ્રીફળ અને સોનાનો ટકો સુવર્ણ થાળીમાં મોકલેલો છે તે હું આપને જાહેર કરવા આવ્યો છું.

**ચંદ્રજય**—અહીંયાં તેને બોલાવી લાવ.

**નખીદાર**—ઘણું સારૂં. એમ કહી બ્રાહ્મણને તેડવા ગયો ને તેડી લાવ્યો. બ્રાહ્મણે આશીર્વાદ દેઇ કાગળ આપ્યો તેવોજ રાજાએ કાગળ વાંચ્યો એટલે પ્રથમ તો બ્રાહ્મણને માટે સીધાં પાણીનો હુકમ કરી ઉતારો અપાવ્યો. પછી ચંદ્રજય રાજા પોતાની રાણી સુલક્ષણાને મોહોલે ગયો તે કાગળ વાંચી સંભળાવ્યો ને સાંભળી સુલક્ષણા કહે છે આતો નવાઇની વાત !

**ચંદ્રજય**—તારી શી મરજી છે ?

**સુલક્ષણા**—મહારાજ આપણા કુળ કરતાં એનું કુળ ચડીઆતુ છે ને અહીંઆં આપણે ત્યાં કેમ માગું કર્યું હશે ? એ વાત મને અજાયબ જેવી લાગે છે.

**રાજા**—તેમાં તારે શું. આપણે લગ્ન કરવાનો વિચાર હોય તો હા લખીએ ને ના કરવાનો વિચાર હોય તો ના લખીએ.

**સુલક્ષણા**—ના તો ના લખાય. એટલી વાતચીત કરી રાજાએ વજીરને બોલાવવાને હુકમ કર્યો તેવોજ સીપાઈ વજીરને જઇને તેડી લાવ્યો. વજીર આવ્યો કે રાજાએ માન દઇ પોતાની પાસે બેસાડ્યો.

**વજીર**—સાહેબ શા વાસ્તે બોલાવ્યો ?

**સુલક્ષણા**—આપણી કુંવરી પદમણીનાં માગાં આવ્યાં છે.

**વજીર**—કયા રાજાના ત્યાંનું ?

**રાજા**—જ્યાં આપણી ખંદણી જાએ છે ત્યાં

**વજીર**—સાહેબ, મારૂં જો કહ્યું માનો તો ચુકશો નહીં કારણકે મંજી પરમાર ઘણા હોશીયાર, બળવાન તથા સુરવંતા કુંવર છે. હાલમાં એમની પ્રખ્યાતીની વાત સાંભળવામાં આવી છે તેવી કોઇપણ રાજાના કુંવરની સાંભળવામાં આવી નથી. તેમ કુળમાં પણ આપણા કરતા ઘણા ચડતા છે ને જ્યારે તમારા તરફ પ્રથમ માગુ કર્યું ત્યારે તો જરૂર કરવું.

**સુલક્ષણા**--જુઓ વજીર આ કાગળ ખુદ કુંવરેજ લખેલો છે, કાગળમાં જરા મોટાઈ વાપરી નથી.

**ચંદ્રજય**--એનો કાગળ વાંચ્યો ને વારનો હું તો ગાંડો થઇ ગયો.

**દીવાન**--સાહેબ મહારા સાંભળવામાં એવું છે કે કાળકાજી એના ઉપર પ્રસન્ન છે.

**ચંદ્રજય**--એના બાપ ઉપર પણ કાળકાજી પ્રસન્ન હતાં. પણ વળી કુંવરપર તો ઘણાંજ પ્રસન્ન છે.

**સુલક્ષણા**--મહારાજ. ત્યારે આપણે મજીપરમાર સાથે લગ્ન કરવાં છે, તમે હાલને હાલ કાગળમાં લખી બ્રાહ્મણને વળાવો.

**ચંદ્રજય**--પણ તે કાગળમાં લગ્નનની મુદત કેટલા દીવસના લખવી છે.

**સુલક્ષણા**--એક માસ ને સાતમે દીવસે કુંવર આવે એ પ્રમાણે લખી જણાવજો કેમકે મુરત ત્યારે છે.

**વજીર**--સાહેબ! કુંવરીને આ કામમાં પુછવું જોઇએ, કેમકે એ વર નહિ ગમે ત્યારે શું કરવું માટે એને પુછવું જોઇએ.

**સુલક્ષણા**--અરે એ તો પરણવાને ટમટમી રહી છે.

**ચંદ્રજય**--તું જઇને પુછતો ખરી.

**સુલક્ષણા**--એ તો હું આજે પુછી જોઇશ એમ કહી ત્રણે જણ ઉઠયા. રાજ કચેરીનો વખત થયો હતો તેથી ભોજન કર્યા પછી મુખવાસ કરી ચંદ્રજય રાજા કચેરીમાં ગયા તો બધી સભા ભરાઇ બેઠી હતી એટલે રાજા રાજકચેરીનું કામ કરવા લાગ્યાં.

સુલક્ષણા રાણી પોતાની કુંવરીના મહોલમાં ગઇ. કુંવરીએ પોતાની માને દીઠી એટલે માન આપી પોતાની પાસે બેસાડી.

**રાણી**--કેમ બેટા, આજ કાંઇ તારી તબીયત દુરસ્ત નથી.

**કુંવરી**--તેં કેમ જાણ્યું.

**રાણી**--એવું તારા ચહેરાપરથી માલમ પડે છે.

**કુંવરી**--તારા જેવી રાજમાતા છે એટલે તબીયતનું શું પુછવાનું?

**રાણી**--અરે પ્યારી પુત્રી! તારૂં બોલવું મને આજે કપટ ભરેલું લાગે છે.

**કુંવરી**--અરે માતુશ્રી! આજ મારૂં શરીર સુસ્ત થઇ ગયું તેથી હું એમ બોલું છું પણ તમો ગુસ્સો લાવતાં નહીં.

**રાણી**--અરે માહારી લાડકી! તું કાંઇ પણ તારા દીલમાં ઉચાટ કરતી નહીં, હું તને એક વાત પુછવા આવી છઉં તે તને ન ગમે ત્યારે?

**કુંવરી**--જે પુછવા આવ્યા હો તે પુછો. હું ખુશીની સાથે વાત કરીશ.

**રાણી**--પણ તું માતાની પુજા કરી આવી કે નહી?

**કુંવરી**--હું તો ક્યારની કરી આવી છઉં.

**રાણી**--અરે બેટા તું જે દેવીની પુજા કરે છે તેણે તારે સારૂ વર શોધીને મોકલ્યો છે.

**કુંવરી**--કયું રાજ અને કયા રાજાનો કુંવર?

**રાણી**--વઢચંપાના રાજા માણેકદેપરમારનો કુંવર બાલામંછ.

**કુંવરી**--અરે માતા! એ વર મારા નસીબમાં ક્યાંથી હોય? તું તો માહારી મજાક કરવા આવી છે.

**રાણી**--વઢચંપાથી દુર્લભ નામનો ગોર રાણી જેજેવંતીનો કાગળ લઇ અહીંયાં આવ્યો છે જેને તારા બાપે ચંદનબાગમાં ઉતારેલો છે.

**કુંવરી**—માતુશ્રી ! કાગળ તો મંગાવો. હું વાંચી જોઉ, તેવી જ રાણીએ દાસીને બોલાવી કહ્યું કે જા અલી દાસી ! મારા સુવાના પલંગ ઉપર ઉસીકા નીચે કાગળ મુકેલો છે તે લઇ આવ. તેવી જ દાસી કાગળ લેવા ગઇ.

**કુંવરી**—માતુશ્રી ! પાછલી રાત્ર આજે મને કાળીએ સ્વપ્નું આપ્યું હતું તેમાં એમ જણાવ્યું હતું કે મંજી કુંવર તને વરશે, ત્યાર પછી તને તથા તેને હું સાક્ષાત દર્શન આપીશ. એ પ્રમાણે કોઇ આવી મને કહી ગયું તે સાચુ હશે કે જુઠું ?

**રાણી**—બહેન ! તારો સતીનો અવતાર છે, એટલે તને સાચુંજ પડવાનું કેમકે તારા ઉપર જગતઅંબા પ્રસન્ન છે.

**કુંવરી**—જેમ એનું ધાર્યું હોશે તેમ થશે. એવામાં દાશી કાગળ લઈ આવી પહોંચી. કુંવરીએ કાગળ લઈ વાંચ્યો. પછી પોતાની માને કહેવા લાગી, અરે માતા, હું તને એક વાત કહું તે સાંભળ. મારૂ જો તમે સારૂ ઇચ્છતા હો તો હવે મને ઝટ પરણાવી દો. કેમકે મારા માથાપર વિઘન છે, જુવોને કેટલા માગા આવીને પાછા ગયાં, તેથી હું તમને કહું છું.

**રાણી**—બેટા ફીકર કરતી નહી, હું તારા બાપને કહીશ, ને તુરત કાગળ લખાવી મહારાજને રવાને કરાવીશ.

**કુંવરી**—બહુ સારૂ પણ મારે એક પત્ર મંજીપરમારને આપવો છે. જ્યારે પીતાજીનો પત્ર લેઇ ગોર તઇયાર થાય ત્યારે મહારી પાસે મોકલજો એટલે હું દાસીના હાથે કાગળ અપાવીશ.

**રાણી**—ઘણું સારૂં હવે હું જાઉં છું, તું તારા મન વિષે કાંઇ પણ ચિંતા કરીશ નહીં.

**કુંવરી**--પણ તમે તે બ્રાહ્મણને જરૂર મોકલજો.

**રાણી**--ઠીક, એમ કહી પોતે ગઇ.

હવે કુંવરી પોતે એકલી બેઠી વિચાર કરે છે વાહ ! શો આનંદનો દિવસ છે ! મંજીપરમાર કાળકાજીનો પુત્ર છે એમાં તો કાંઇ સંદેહ નહી. નહી તો મારા પર અંબા પ્રસન્ન થાય નહીં, માજીએ મને તરત ખબર આપી કે તારે મંજી કુંવરને પરણવું, નહીં તો તું સુખી થવાની નથી. વળી એવી ખબર પણ આવી કે મંજીપરમાર ચક્રવર્તી રાજા થવાના છે, ત્યારે તો ગુડવણ ઝીનવાના ને પાધાંધળનું રાજ પણ જીતવાના. આહા ! ચંડ અને પંક રાક્ષસ જેવા પાધાંધળના રાજા જેઓ હજારો જોદ્ધાનો નાશ કરે એવા બળીવાન તેને પણ જીતવાના, અને ચક્રવર્તી રાજા થવાના. જેમ કાળીકાજી એનાપર ઘણાજ પ્રસન્ન છે તેમ વિદ્યા પણ ઘણી ભણેલા છે એટલે પુછવું શું પડે. અરે જેને વિદ્યા આવડે છે તેને આ લોકમાં ઘણુ માન મળે છે ને જ્યારે પરલોકમાં જાય છે ત્યારે તેની કીર્તી ઘણીજ વધી પડે છે. ઇશ્વરની માયા ઘણીજ ન્યારી છે, એની ગતી પામવા કોઇ સામર્થ્યવાન થયો નથી તેમ થવાનો પણ નથી. જેને સુખના દીવસ આપે છે, ત્યારે વાર લગાડતો નથી. ખરેખર મારાપર ઇશ્વર પ્રસન્ન છે કે આજે મેં સુંદર વાત સાંભળી. હે જગતઅંબે, હવે મારા મનોરથ સંપુરણ કરજે. વચોવચ કાંઇ પણ વિઘ્ન આવે તેને તું દુર કરજે. જ્યારે અમે રાજાની રાણી થઇશું ત્યારે માતુશ્રી સાક્ષાત દરશન આપવાનાં, બાનનો એમાં શો શક ! એમ હમણાં ઘણું હરખાવું નહીં. ઉઠ રામ હવે હું કાગળ લખું એમ કહી કાગળ લખવા માંડ્યો, કાગળ લખી બીડીને મુક્યો.

હવે સાંજની કચેરી બરખાસ્ત થઇ એટલે રાજા જનાનખાના-માં રાણીના મહેલમાં આવ્યા. રાણીએ મુખવાસ આપ્યું. તે લેઇ ખાધું ને પુછે છે ! કેમ તું શું કરી આવી ?

**રાણી**—મહારાજ હું કેહેતી'તી તે પ્રમાણે તત્પર થઇ રહી છે. કહે છે કે મારા બાપ જે કરશે તે બરાબરજ કરશે એટલે હું તો કાંઇ બોલીજ નહીં. હવે તમારે વીલંબ કરવો નહીં કેમકે ઘણા માગાં પાછા ગયાં.

**રાજા**—ત્યારે બ્રાહ્મણને બે ચાર દીવસ પછી વીદાય કરીએ ?

**રાણી**—હાજતો આપણી રાજનીતિનો એજ ધારો છે. હવે ચાર દિવસ રાખી બ્રાહ્મણને ઘણાજ સરસ શોભીતા શણગાર તથા વસ્ત્ર આપ્યાં ને પછી કાગળ આપ્યો. બ્રાહ્મણ પદમણી પાસે કાગળ લેવા નહીં ગયેલો તેથી પદમણીએ દાશીને કાગળ આપવા મોકલી બંને કાગળ લેઈ તથા આપેલો સરપાવ લેઇ ગોર મહારાજ રાજાને આશીશ દેઈ રસ્તે પડ્યો ને બાહાર હરખાતો હરખાતો ચાલ્યો.

જ્યાં શેહેરના દરવાજા પાસે આવ્યો કે મનમાં ઉદાશી થવા માંડી ને વિચાર કરે છે કે ખાવા પીવાની તો ખુબ મજા પડી પણ રસ્તો દીઠા વીના ક્યાં જઇશું એ પ્રમાણે મન વિષે શોક કરવા લાગ્યો, ને અત્યંત વિચારમાં પડયો. વિચાર કરતાં કરતાં યાદ આવ્યું કે જે મને આહીંયાં મુકી ગયું તે શું મને પાછું નહીં મુકી આવશે ? એવો મનસુબો કરી મહાદેવના દહેરામાં પેઠા ને શીવની સ્તુતી કરવા લાગ્યો કે હે ભોળાનાથ ! તમે મને અહીંઆં લાવ્યા, ત્યારે મને પાછો જ્યાંથી લાવ્યો ત્યાં મુકી આવો. નહીં તો આ લાવેલો સરપાવ હું તમને ચડાવી મારો જીવ કહાડીશ, એમ કહી રાત પડી એટલે સુતો કહેવત છે કે આંગળી આપે ત્યારે પોહોંચો પકડવા

જાય. હવે મધ્ય રાત્રે શંકર પ્રગટ થયા ને મહારાજને અંત્રીક્ષથી ઉપાડી જયાંથી લાવ્યા હતા ત્યાં પાછા જઇ મુકી આવ્યા. સહવારનો પહોર થયો એટલે ગોર ઉઠીને જુવે છે તો પોતાનું શેહેર દીઠું તેવાજ શેહેરમાં પોશારા ગણ્યા ને પોતાને ઘેર આવી બેઠા.

**ગોરાણી**—અરે મહારાજ! આવી પોહોંચ્યા?

**ગોર**—ત્યારે નહી આવીએ?

**ગોરાણી**—હું પાંશરૂં પુછું છું ત્યારે આડું શું કરવા બોલો છો?

**ગોર**—એમાં તને આડું શું લાગ્યું?

**ગોરાણી**—અરે મહારાજ ત્યાંથી શું મળ્યું તે તો મને કહો.

**ગોર**—તારા ડોશાનું કપાળ મળ્યું. રાંડ અમથી જીવ લેવા કરે છે, ઘડી વાર જંપવા તો દે, એમ કહી સુતા! પ્રથમ ગોરે અફીણ ખાધેલું તે વિષેનું ગોરાણીને સ્વપ્નું થયું હતું તેથી ગોરને કહે છે.

**ગોરાણી**—હે! સ્વામીનાથ! રસ્તે ચાલ્યા તો છો નહી?

**ગોર**—રાંડ તું શું જાણે?

**ગોરાણી**—મહાદેવના દહેરામાં અફીણ ખાઇને સુઇ ગયાતા તે પણ હું જાણું છું.

**ગોર**—અરે તેં કયાથી જાણ્યું તે મને સાચે સાચું નહીં કહે તો તને મારા સમ છે.

**ગોરાણી**—હે સ્વામીનાથ! જે સ્ત્રી પતીવ્રતાનો ધર્મ પાળે છે, જે સ્ત્રી કોઇ પણ પર પુરૂષની સામું જોતી નથી તથા પોતાનો ધર્મ ખરી રીતે બજાવે છે, ને સ્વામીની ચાકરી બરોબર કરે છે

તેનું જે સત રહે છે, તે સતના જોરથી અગમ નિગમની ખબર પડે છે. માહારાજ સતીની વાત સાંભળી ઘણા ખુશી થયા તથા પ્યાર કરવા લાગ્યા.

ગોર—હે સ્ત્રી ! ત્યારે મેં તો તને બહુ ગાળો દીધી.

**ગોરાણી**—તમે જે મને ગાળો દીધી તે મને ઘણીજ વહાલી લાગી પણ બીજા પુરૂષની ગાળ સારી લાગે નહિં, ને કદાચ ગાળ દેતો શ્રાપ દેઈ બાળી ભસ્મ કરી નાખું, એટલું સત રહે છે. ગોર પોતાના મન વિષે ઘણો હરખાયો, ને ત્યાંથી મળેલો સરપાવ ગોરાણીના મુખ આગળ મુકયો. ગોરાણી જોઇ ઘણી ખુશી થઇ. પછી ગોરાણીએ રસોઇ બનાવી ગોરને જમાડયા, એટલે ગોર નીરાંતે બેઠા, કેમકે મંજીકુંવરે બાવીશ દીવસનો વાયદો કરી આપ્યો હતો. હવે મહારાજ તો સાત દિવસની અંદર કામ ફતેહ કરી ઘેર આવી મઝા મારવા લાગ્યા. એમ કરતાં બાવીશ દિવસ વિત્યા એટલે મહારાજ પેલા બે કાગળ લેઇ મંજીપરમાર પાસે ચાલ્યા, ત્યાં આવી બંને કાગળ આપ્યા તેમાંથી મંજીપરમારે પ્રથમ રાજાનો કાગળ લેઇ વાંચવા માંડયો.

## શ્રી ૧.

સ્વસ્તી શ્રી ઘટ ચંપા મધે; રાજારાજ ચારંજીવી કુંવર મંજીપરમાર માણેકદે પરમાર વગેરે આપની સર્વે રંગમંડપમાં. પુરબદેશથી લી૦ આપ લાએક સુકૃતી કરનાર, હમેશનું હેત વધારનાર રાજા રાજ ચંદ્રજય ફતેહસંગજીની શક્તિની સેવામાં પ્રણામ વાંચવા વિશેષ વિનંતી સાથે લખવાનું જે આપે જે કુંવરીના વિવાહ વિશે લખ્યું તે હમારે કબુલ છે, તો તમે તમારા તરફનો રંગમંડપ રચાવશો. અમારા તરફની કશી વાતની ઢીલ સમજવી નહી. અમોએ

પણ અહીંયાં મેણમસુળશા વજીરને હુકમ કરી દીધો છે, તેથી તે ચુકશે નહિ. અમારા રાજમહેલેમાંથી સઘળાએ આપની માતુશ્રી રાણી જેજેવંતીને તથા કુંવરી બેન રત્નાવળીને ઘણું ઘણું કરીને પ્રણામ કહ્યા છે. તે ઘણા હેતની સાથ માંની લેજો; અમોએ આ-જથી એક મહીનો ને સાતમે દીવસે લગ્ન ઠેરવેલાં છે, માટે આપની સ્વારી તથા રાજમંડળ લેઇ ઠેરવેલી મુદતના દરમ્યાનમાં વહેલાસર પધારજો. થોડુ લખ્યું ઘણું કરી વાંચજો.

સંવત માસ દીન વાર.

આપની સેવામાં હમેશનો હાજર રહેનાર,

**રાજારાજ ચંદ્રજય ફતેહસંગ માહારાજ.**

**મંજી**--( પત્ર વાંચી રહ્યા બાદ ) મહારાજ સાચે સાચું બોલવું જુઠું બોલવું નહી. આ કાગળ તમે લાવ્યા તેમાં તીથી આજથી સોલમા દીવસની લખેલી છે, ને તમે મને આજ કાગળ આપો છો. તેનું શું કારણ ?

**ગોર**--સાહેબ, સત્યવાદી થઇ આવું બોલો છો ?

**મંજી**--કેમ ગોર હું સત્ય બોલું છું ?

**ગોર**--સાહેબ ! કાગળની તીથીનું તમારે શું કામ ? હું તમારી મુદતસર પત્ર લાવ્યો કેની ?

મંજીપરમાર ગોરનું વચન સાંભળી ઘણા ખુશી થયા, ને સેલાં પાઘડી અને મોતીની કંઠી વગેરેનો સરપાવ આપ્યો તે લેઈ ગોર પોતાને ઘેર ગયા, હવે મંજીકુંવર પોતાના એકાંત મહેલમા જઈ પદમણીનો પત્ર નિરાંતે વાંચે છે.

**શ્રી ૧**

સ્વસ્તીશ્રી ઘડ ચંપા મધ્યે રાજા રાજના કુંવર સાહેબ મંજી

પરમાર માણેકદે પરમાર વિગેરે પુરબાદેશથી લી૦ આપની તાબેદાર દાસી પદમણીના માતા અંબીકાજીની શેવામાં પ્રણામ વાંચજોજી. વિ-શેષ વિનંતી સાથે લખવાનું એ છે જે આપનો શુભ પત્ર આવ્યો તેથી અમો ઘણા ખુશી થયા છીએ. બીજાું આપ જેવા લાયકને જાણવા લખું છું જે, આપનો ખુશી ભરેલો પત્ર આવ્યો નહોતો. ત્યાર પહેલાં જુગત અંબીકાએ આપ જેવા સુરા સાથે સ્વપ્નામાં વરવાનો હુકમ આપ્યો હતો તેથી હું તો તમને સ્વપ્નામાં વરી ચુકી છઉં. કેમકે આપ જેવા સ્વામીને માથે કાળીકાજીની મહેર છે વળી કાળીકાજી તથા અંબીકાજી એ બેમાં કાંઇ અંતર નથી. ફક્ત નામ જુદાં છે બાકી જુગત આમા તો એકજ છે. વળી આપ જેવા સ્વામી મારે માથે થવાના એટલે મારે કશી વાતની ફીકર રહેવાની નથી મારા પિતાજીના કાગળની માંહે લગનની મુદ્દત લખેલી છે, તેથી તે વખતસર જલદી પધારશો એવી હું આશા રાખું છું.

માટે હે પરમ પ્રિય પ્રાણનાથ જેમ જલદી થાય તેમ કરવું. હાલમાં તો વિચારમાં ને વિચારમાં દિવસ ગુજારૂં છું તે જાણજોજી. સઘળાને મારા પ્રણામ કહેશોજી એજ.

લી૦ આપની સેવામાં હાજર થવા ઉમેદ રાખનાર.

**દાસી પદ્મની.**

કાગળ વાંચી રહ્યા પછી પોતે વિચાર કરી તરત પોતાના સીપાઇને બોલાવ્યો ને દીવાનને બોલાવી લાવવાનો હુકમ કર્યો. તેવોજ સીપાઇ દીવાન પાસે જઈ સલામ કરી ઉભો રહ્યો.

**સીપાઇ**—દીવાનજી સાહેબ! કુંવર સાહેબ આપકુ બોલાતે હે.

**દીવાન**–કયા કામ હે ?

**સીપાઇ**--સાહેબ હમકુ કયા ખબર ?

**દીવાન**--તુમ જાકર કુંવર સાબકુ બોલો કે અભી આતે હે, દીવાનનો જવાબ લેઇ સીપાઇ ત્યાંથી બાલામંજી પાસે ગયો.

**સીપાઈ**--સાહેબ અભી દીવાન આતે હે.

**કુંવર**—અચ્છા.

એમ કહી પોતે મહેલમાં બેઠા ને દીવાનની રાહ જુએ છે. થોડો એક વખત ગયા પછી દીવાન આવી પહોંચ્યો એટલે મંજીપરમારે આદરમાન આપી પોતાની પાસે ખુરશી આપી બેસાડયો. એ વખતે રાણી જેજેવંતી પણ ત્યાં આવ્યા.

**દીવાન**--આવો માતુશ્રી કેમ ખુશીમાં તો ખરા ?

**રાણી**--ખુશી તો જ્યારે તમે કરો ત્યારેસ્તો પણ તમારી અમને મદદ જોઇએ છીએ તે કરશો કે નહિ ?

**દીવાન**—જે હુકમ હોવેસો ફરમાના, ઉસસે કુચબી અંદેશા રખના નહી.

**મંજીપરમાર**--સુણીએ દીવાન અમેરી શાદી કરને કે કારણ પુરબાદેશકા રાજા ચંદ્રજય ફતેસીંગપર કાગજ ભેજા થા સો ઉને એ બાત કબુલ કીયા હે અબ ઉવાં શાદી કરને કે બાસ્તે જાનેકા હે ઉસકે બાસ્તે હમકુ લસ્કર ચાઇએગા ઓર અપની માહેલ આગુ બડી તરીફદાર માંડવા બનાના ચાઇએ. ઓ માંડવા એસા બનાના કે આદમી દેખકર ગુલતાન હો જાવે. ખજાનેમેં ધનસે માલ બી ચાઇ-એગા એ સબ કલ તુમેરેકુ કરનેકા હે કયા બાસ્તે કે તુમ હમારા બાવાકા દીવાન હો.

**દિવાન**—સુણીએ કુંવર સાબ એ બાતકી કુચ ફીકર મત રાખના; હમ કલસેં માંડવેકા કામ જારી કામ કરીંગે.

ધનકે બાસ્તે બી કુચ અદેશા મત રાખીએ, કયું કે સબ

ખજાના આપકાહી હૈ; હમતો આપકા તાબેદાર હું, માણેકદે પર-
માર બહાદુરકા વચનકે લીએ ઇતના ટેક રખેલા હૈ. લેકીન ગામકા
ધણી આપહી હો. કુચબી કામ હોએગા સો ઉનકી ચીઠી લીખકર
સીપાઇકી સાથ ભેજવાના ઓર મેરા કામ હોવે જબ મેરેકુબી બો-
લાના હમ કલકે કલ માંડવેકા બંદોબસ્ત કરેગા.

**મંજીપરમાર**--અચ્છા જહ ઠીક હૈ લેકીન સબ બાતકી ફીકર
તુમકું હૈ.

**દીવાન**—અચ્છા, અબ હમકું રજા હૈ?

**જેજેવંતી**—દીવાન આ કામ ભુલતા નહીં.

**દીવાન**--સુણીએ રાજમાતા મૈંને જો અપકા નીમક ખા-
એલા હૈ સો હલાલ કરૂંગા? તુમારે દીલકી અંદર કુચબી ચીંતા
મત ધરના.

**મંજીપરમાર**—અચ્છા અબ તુમકુ રજા હૈ.

**દીવાન**—અચ્છા જાબ બંદગી.

**મંજીપરમાર**--બંદગી.

એ પ્રમાણે મંજીપરમારે બંદોબસ્ત કીધો. મંજીપરમાર પણ
ધનમાલમાં કાંઇ ઓછા ન હતા. સઘળી વાતે પુરા હતા પણ કુંવ-
રના મનમાં એમ હતું કે જોઉં મને આપેલી વચન દીવાન પાળે છે
કે નહીં!!

દીવાન ઘણો સમજુ તથા નેકી હતો. કાંઇ બેઇમાન નહોતો
કે વચન પાળ્યા બાકી રહે, દીવાન જેવો પોતાને ઘેર ગયો તેવોજ
પોતાના બે કારભારીઓ જેઓ કે બાલમંજીના મામા ચાંદો તથા
ઠીલાને બોલાવી કહ્યું કે તુમેરા ભાણેજકી સાદી કરનેકા હૈ, ઉસકે
ખાતર એક અચ્છા રંગમંડપ મોહોલ આગુ રચના ચઇએ.

**ચાંદો તથા ટીલો**--હમકું તો કુચબી બીના નહીં સુણાઈ હે.

**દીવાન**—પુરબા દેશકા રાજા ચંદ્રજયકી કુંવરી પદ્મનીકી સાથ કરનેકા હેં.

**ચાંદો તથા ટીલો**—અચ્છા સાહેબ હમ કલસેં માંડવેકા કામ જારી કરદેગા, લેકીન ધનકે બાસ્તે કીસ તરેહસેં કરનેકા હે ?

**દીવાન**—ખજાનેમેંસે જીતનાં ચાઇએ ઇતના રૂપીઆ નિકાલના ઓર સબ રૂપીએ માંડવે કે ઉપર લગાના, ઉનકા સબ હીસાબ લીખકર હમકુ દેના.

**ચાંદો ટીલો**—અચ્છા સાહેબ એમ કહી દીવાનની રજા લેઇ બંને ભાઈ ઘેર ગયા. ઘેર આવ્યા પછી બંને ભાઈ વિચાર કરે છે.

**ટીલો**—અરે ભાઈ ચાંદા, કુંવર આપણને તો કાંઈ કહાવતાજ નથી. જ્યાં ત્યાં દીવાનને સમજાવી વાળે છે.

**ચાંદો**--હશે આપણે શું, જેમ બને તેમ ખરૂં પણ કુંવર મહા ચતુર છે.

**ટીલો**--પણ હું ખરો કે કદી એને પરણવાજ ન દેઉ, પુરબા દેશના રાજાને ત્યાં એવી ફાંસ મારૂં કે તે એની સાથે પોતાની કુંવરીને પરણાવે નહીં.

**ચાંદો**--તારૂં શું ચાલવાનું હતું તે તું મને કહેને એમાં તારા હાથમાં શું આવવાનું છે ને એવું કર્યાથી તને શો ફાયદો છે ?

**ટીલો**--જો તારે મારા તરફ રહેવું હોય તો હું કહું તેમ ચાલવું, નહીં તો તારે ને મારે બનવાનું નથી.

**ચાંદો**—તારા કહ્યામાં જ્યારે હું રહું ત્યારે મંજીપરમાર કોપાયમાન કેમ નહીં થાએ કેમ ?

**ટીલો**—મંજીપરમારનો ઘાટ ઘડી દેઈશું એટલે આપણા ઉપર કોણ કોપાયમાન થશે.

**ચાંદો**—તારાથી કુંવરનો ઘાટ ઘડાય નહી ને આપણો ઘાટ ઉલટો એ ઘડી નાખશે ત્યારે શું કરીશું ?

**ટીલો**—તું બધું ઉધું સમજે છે, આપણે કાંઇ વેર કરી ઘાટ ઘડવો નથી, સલાહ રાખીને મારી નાખીશું એટલે પછી કાંઇ ફીકર છે.

**ચાંદો**—ત્યારે કંઇ તાલ ખાય ખરે.

**ટીલો**—તું જોતો ખરો કેમ થાય છે. પણ પેલો ચાકર કેમ બોલાવે છે.

**ચાંદો**—( ચાકરને જોઇને ) આવ્યો રામચંદ્ર, કેમ બોલાવે છે ?

**રામચંદ્ર**—ભાઇ વાળુનો સમય થયો છે. પછી બંને ભાઇ વાળુ કરવા ગયા. વાળુ કરી રહ્યા પછી બંને ભાઇ વિચાર કરી નિંદ્રાવશ થયા. બીજે દીવસે પ્રભાતના પહોરમાં ફરી પરવારી કરી કચેરીમાં ગયા ને ત્યાં જઈ માંડવો બંધાવવા સારૂં જેટલો સામાન જોઇએ તેટલો મંગાવવાનો હુકમ કર્યો. તમામ સામાન મંગાવી રચના કરવા માંડી. હવે થોડાક દીવસ પછી અનંગ રંગ માંડવો તઇયાર થયો તેની શોભા નીચે પ્રમાણેઃ—

ઘણા સારા ઉંચા કીનખાબનો ચંદરવો બાંધી દીધેલો હતો, તેમ તેની અગાડી પછાડી પડદા પણ કિનખાબના બાંધી દીધેલા હતા. ચારે બાજુઓ હાંડીઓથી ભરપુર હતી તે પણ તરેહ તરેહ વારની હતી. લીલી, લાલ, સફેત વિગેરે તેમાં લાલ તથા લીલી

ઘણીજ શોભાયમાન દેખાતી હતી. અને તેના ફરતાં આદીમુન તથા કુમરો પણ ઘણાંજ શોભાયમાન દેખાતાં હતાં. મ્હોટા મ્હોટા રાજા બહાદુરોનાં ઘણાજ ખુબસુરત તથા શુરવંતી છબીઓ ને તકતા પણ ચારે બાજુંએ ઝુકી રહેલા હતા, તે પણ ભાત ભાતના તથા રંગ રંગના હતા. ને તે ઘણા સારા ખીલી નિકળતા હતા તેની આસ-પાસ બીજી અનેક પ્રકારની છબી ગોઠવી દીધી હતી. કીનખાબ ઉપર મોતીની, હીરાની, તથા લાલમણી વગેરે ઘણીજ સારી ઝુલ સુર્ય-ના કીરણ માફક ચળકતી હતી. હમેશ લોકોને જોવાને બેસવા વાસ્તે પાટો પણ ઢાળી દીધી હતી તેથી લોકો ઘણા જોવાને આવતા હતા ને આવો સુંદર દેખાવ જોઈ ઘણા હર્ષ પામતા હતા. સામ સામી બે બાજુ તરફ ઢોલીઓને બેસવાનો વાસ્તે ખુબ સરસ જગ્યા બાંધી દીધી હતી. જ્યારે સઘળો માંડવો તઇયાર થયો ત્યારે ચાંદો તથા ટીલો એ બંને ભાઇઓ રચના જોઇ મનમાં બળી જતા હતા કેમકે તેના મનમાં કુર દૃષ્ટી હતી, તેનો વિચાર અગાડી આવશે.

મંજીપરમાર, રાણી જેજેવંતી તથા રત્નાવળી આ દેખાવ જોઇ પોતાના મન વિષે ઘણા હરખાતાં હતાં. મંજી તો રાજા છે પણ જે નર પાસે ધન તે દીલ ચાહે તેમ કરી શકે છે.

### રાગ છપ્પો.

જેહની પાસે ધનમાલ, તેને ઘેર નોબત વાજે,<br>
જેની પાસે ધનમાલ, ધામધુમ ત્યાં છાજે.<br>
જેની પાસે ધનમાલ, વેપાર ચલાવે બમણા;<br>
જેની પાસે ધનમાલ, સવાયા લે કે તમણા,<br>
જો નવ હોય ધનમાલ, નવ બને કાંઇ તેના થકી.<br>
નરોતમ મુખથી કહે, એમાંનું કાંઇએ નથી. ૧

જેની પાસે ધનમાલ, કામ અનેક તે કીજે,
જેની પાસે ધનમાલ, લોકમાં જસ ઘણો લીજે.
જેની પાસે ધનમાલ, હોય ખાંપણ કે ખોડે;
જેની પાસે ધનમાલ તો, માન માગે સઉ લોકમાં.
હું કહું છું ઉર પ્રેમથી, વગર ધનનો શોકમાં. ૨
જેની પાસે ધનમાલ, કરે કામ તે ખમણું;
જેની પાસે ધનમાલ, કરે નકી તે તમણું,
જેની પાસે ધનમાલ, તે તો પરણે શુભ નારી;
જેની પાસ ધનમાલ, હવેલી બાંધે સારી.
કર્મમાં ન હોય ધન તો, કોટી ઉપાયે નવ મળે.
નરોતમ મુખથી કહે, લખ્ખા લેખ સો નવ ટળે. ૩

ઉપર પ્રમાણે જેનો ખજાનો તર હોય છે, તે સઘળાં વાનાં કરી શકે છે; પણ જેની પાસે ધન નથી હોતું તે બીચારાથી કશું બનતું નથી. મંજીપરમાર આનંદમાં બેઠેલા છે એટલામાં દીવાન ત્યાં આવ્યો.

**દીવાન**--કયું સાબ કીસ તરેસે હેં, આપકી મરજી મુજબ હુવા.

**મંજીપરમાર**--તુમેરે કામમેં કયા ખામી?

**દીવાન**--અછા સાબ જહતો ઠીક.

**મંજીપરમાર**--સુણીએ દીવાન, અપના લશ્કર ઓર ફોજ સબ લોકકું તઇયાર રખકર ભેજના. હમ કલ જાનેકા હેં.

**દીવાન**--અચ્છા હમ કલકે કલ તઇયાર કરેગા.

**જેજેવંતી**--અરે દીવાન તમે કુંવર સાથે નહી જાઓ.

**દીવાન**--ઇધર કોણ રહેગા.

**રાણી**--એતો વાત ખરી.

**દીવાન**—થોડીકવાર બેસી રજા લઇ ચાલતો થયો. સાંજનો વખત થયો એટલે મંજીપરમાર ફરવા નીકળી ગયા. બાગ બગીચામાં ફરી કરી પોતાના મહેલે આવ્યા, અને વાળુ કરી વિચારમાં ને વિચારમાં વાત નિરગમન કરી. હવે બીજે દીવસે તમામ લસ્કર ફોજ જોદ્ધા વગેરે સઉ લોકોને એકઠા કરી પુરબાદેશ તરફ મોકલવાની તઇયારી કરવા માંડી, સઘળુ લસ્કર તઇયાર થયું એટલે ચાંદો તથા ટીલો સભામાં આવી મંજીપરમારને કહે છે તે નીચે મુજબ.

## દોહરા--

ઢંઢેરા જ્યાં ફેરવો, ચડયા ઘોડેસ્વાર;
અનેક જોદ્ધા ચડયા વળી, દીસે અપરમપાર, ૧
નીશાન લીધાં શોભીતાં, દીસે ઝાકઝમાળ,
ઉંટ હાથી ને પાલખી, તે તો લીધા તતકાળ. ૨
તોપો લીધી અતિ ઘણી, તેટલા ગોળમદાર;
બંધુકો બહુ શોભતી, જાણે જુદ્ધ ચડે તે હાર. ૩
લસ્કર પાયદળ અતી ઘણું, ગાયો લીધી સંગાત;
લીધો ખજાનો અતિ ઘણો, ગણતાં ન લાગે થાક. ૪
ચાંદો ટીલો બે મામા, આવ્યા મંજીની પાસ;
આવો કરીને બોલીઆ, સૌ સાંભળે ચોપાસ. ૫
સાંભળો કુંવર રાજવી, હું કહું તમને વાત;
જલદી પધારો પ્રેમથી, ચાલો અમારી સાથ. ૬

હવે સઘળી રીતે તઇયારી કરી ચાંદો તથા ટીલો બંને મામા આવ્યા.

**ચાંદો તથા ટીલો**—હે કુંવર સાહેબ, સઘળી તઇયારી થઇ રહી છે.

**મંજીપરમાર**—તમે ચાલતા થાઓ. હું આવું છું. તેવાજ મામાએ સઘળું લશ્કર લેઇ શેહેર બહાર નિસર્યો હવે મંજીપરમારે સઘળા દેવતાઓની પુજા કરી, તથા તેઓને બળીદાન આપી સંતોષ્યા. તેમાં કાળભેરવે પુરવના ઋણાનુંબંધને લીધે પ્રસન થઇ સતીના કુંવરને દરશન આપ્યાં, મંજીપરમાર પગે લાગ્યો.

**કાળભેરવ**—અરે કુંવર, તારી મરજીમાં આવે તે માગી લે કેમકે હું તારાપર પ્રસન્ન છું.

**મંજીકુંવર**—હે કાળભેરવ, તમે મને શું આપો છો ?

**કાળભેરવ**—તારૂં દિલ ચાહે તે માગી લે.

**મંજી**—જ્યારે તમને સંભારૂં ત્યારે મને દરશન આપવાં ને મારૂં કામ કરવું.

**કાળભેરવ**—લે આ વચન. જ્યાં તું મને સંભારીશ ત્યાં આવી મારે હાજર થવું એમ કહી અંતરધ્યાન થઇ ગયા, મંજીપરમારે સઘળા દેવતાની પુજા કરી પણ પોતાની ગોતરજદેવી કાળકાજીની પુજા કરવી ભુલી ગયો; વિનાશકાળે વિપરીત બુદ્ધિ એ કેહેવત કાંઇ ખોટી નથી. હવે એટલું નશીબ પાધરૂં કે મંજીપરમાર કાળભેરવનું વચન લઇ બેઠેલો હતો, તેથી માતાકાળી થોડાં કોપાયમાન થયાં હતાં. એ વિશેનો વિસ્તાર અગાડી આવશે.

હવે મંજીકુંવરે શણગાર પેહેર્યો તેમાં માથે નવરંગી મહોડીઆ બાંધી દીધા છે તેમાં ઝીણી ઝીણી કસબી છાંટ પણ ખીલી નીકળતી હતી તેનાપર છોગાં મુકેલાં તે પણ ઘણાજ સરસ દેખાતા હતાં, કોટમાં હીરા તથા મોતીની અમુલ્ય કંઠીઓ ઘાલી હતી, આંગળીઓમાં અનેક પ્રકારની હીરાની વીંટીઓ ચળકતી હતી. હાથમાં રતને જડેલાં કડાં પણ પહેરેલાં હતાં, પગમાં સુવર્ણનો તોડો

પણ પેહેરી દીધો હતો; સાવ સુનાનો કમરપટો પણ બાંધી દીધો હતો. તે હીરા રત્ન, લાલ, પરવાળાં વગેરેથી જડેલો હતો. તેની પાછળ ફરતાં મોતીઓ ટાંગી દીધેલાં હતાં, તેની વચ્ચે હીરા જડીત સોનાના મુઠની કટાર પણ ઘોંચી દીધી હતી, કેડમાં જમઇઓ પણ ખોશી દીધો હતો આવી રીતનો સઘળો શણગાર પેહેરી માતા જેજે-વંતી પાસે ગયો ને પોતાની માને પગે લાગ્યો. એટલે માતાએ આશીષ દીધી,

### દોહરો

કુંવર મારા રાજવી, જાઓને પુરબાદેશ;
રાણી પદમની લાવજો, વેહેલા કરજો પ્રવેશ.
આશી દઉ છું અતી ઘણી, સાંભળ મારા તન;
વિઘ્ન છેદશે તાહેરાં, થશે કાળી પરસન.

માતાએ આશીષ દીધી એટલે પોતે રેવંતપર અસ્વાર થઇ ચાલવા માંડયું. આ વખતે કુંવરનો દેખાવ એવો હતો કે કેટલીક સ્ત્રીઓ તેને જોઇને વ્યાકૂળ થઇ ગઈ અને મરદો તો થાય તેમાં નવાઇજ શાની. હવે કુંવરી જેવો દરવાજે ગયો તેવીજ માતાજી કાળકાજી મહાકાળ રૂપ ધારણ કરી હાથમા શંખ ચક્ર, ગદા ધરી દરવાજા આગળ આવી.

**કાળીકા**—હે કુંવર પરણવા જાય છે તે તો ઠીક પણ મહારા દરવાજાનું દાપું લાગે છે તે આપીને જ્યાં જવું હોય ત્યાં જાઓ. કુંવર વિચારમાં પડયો કે દાપુ દરવાજાનું કોણ લે છે. હું આ શેહે-રનો રાજા છું ને મારી પાસે દાપું શાને માગે છે?

**કાળી**—તું પરણવા જાય છે તેનું.

**કુંવર**—પરણવાનું દાપું હોતું નથી.

**કાળી**—પરણવાનું દાપું હોતું નથી. પણ જા તારી માને પુછતો ખરો કે દરવાજા આગળ થઇ દરેક રાજા અથવા રાજાનો કુંવર પરણવા જાય છે ત્યારે દાપું આપે છે કે નહીં ?

**કુંવર**—જે તમારૂં દાપું હોય તે માગી લો, હું આપવા તૈયાર છું.

**કાળી**—હું દાપું એમ લેવાની નથી, તારા બાપ દાદાનું વચન આપે તથા તારી કુળદેવીના સમ ખાએતો માગું.

**કુંવર**—( મોટા વિચારમાં પડયો પણ હિંમત રાખીને ) કે લ્યો આ મારા બાપદાદાનું વચન આપું છું. જે માગો તે મ્હારે આપવું.

**કાળી**—હવે તારી કુળદેવી કાળીના સમ ખાયતો માગું.

( કુંવરે મનમાં વિચાર કીધો કે જો ધન, ફોજ, જોદ્ધા વગેરે માગે તો પણ હરકત નથી એમ વિચાર કીધા પછી )

તું કેવી દુષ્ટ છે કે મને માતાના સમ ખવડાવે છે. મેં તમને વચન આપ્યું હવે કાંઇ હરકત છે ?

પછી પોતે કાળભેરવને સંભાર્યો તેવોજ કાળભેરવ આવ્યો.

**કાળભેરવ**--અરે કુંવર બધું કીધું તે તો ઠીક પણ આને વચન આપતા નહીં. જો વચન આપશો તો પસ્તાવું પડશે.

**મંજી**--વચન તો હું આપી ચુકયો છું પછી ગમે તેમ થાય તો પણ હું મારૂં વચન ઉથાપનાર નહિ એ પ્રમાણે હીંમત રાખી દેવી કાળીના મંજીકુંવરે સમ ખાધા.

**કાળી**--જ્યારે તું અહીંઆથી પરણીને જાય ત્યારે તારૂં મસ્તક મને આપતો જજે પછી રથ દરવાજામાં હાંકજે એમ કહી અંતરધ્યાન થઇ ગયાં, મંજીપરમારે એવું વચન સાંભળ્યું કે તુરત મુરછા ખાઇ પૃથ્વી ઉપર પડયો થોડીવારે શુદ્ધિમાં આવ્યા પછી

રેવંત ઘોડાપર બેશી ચાલતો થયો. કાળભેરવ પણ અગાડી જતાં મંજીપરમારને મળ્યા.

**મંજી**--અરે કાળભેરવ મારી પાસે વચન લીધું તે કોણ હતું?

**કાળભેરવ**--એની મને શરત નથી.

**મંજી**--ત્યારે તમે કહ્યું કે વચન આપતાં નહિ ને જો વચન આપશો તો પસ્તાવું પડશે તે કેમ ?

**કાળભેરવ**--જુઓ ત્યારે પસ્તાયા કેની ?

**મંજી**--તે તો ખરૂં પણ તમે શી રીતે જાણ્યું ?

**કાળભેરવ**--એની ખબર અગાડી હું તમને કહીશ.

**મંજી**--ઘણું સારૂં; પછી કાળભેરવ **અંતરધ્યાન** થઈ ગયા.

મંજીપરમારે પણ અગાડી ચાલવા માંડ્યું ને જ્યાં પાંચ ગાઉ ઉપર લશ્કર પડ્યું હતું ત્યાં આવી પહોંચ્યો ને પોતાના લશ્કરને અગાડી જવાનો હુકમ કર્યો.

હવે મંજીપરમારે પંથ કાપવા માંડયો એવી રીતે કે રાતના ચાલવું ને દિવસે મુકામ કરવો, એ પ્રમાણે ચાલતાં પચાસ ગાઉ ભોંય જઇ પહોંચ્યા એટલે ચાંદો તથા ટીલો મંજીને કહે છે.

### દોહરો.

કુંવર છો કોડામણા, હું કહું તમને વાત;<br>
તે તમે શ્રવણે સાંભળો, ચિત ધરી આ ઠામ. ૧<br>
જંગલ અગાડી અરણ્ય છે, નહીં નીર નહી ઘાસ;<br>
હુકમ કરો જો રાજવી, કરવા જઇએ તપાસ. ૨<br>
બદોબસ્ત કરી આવશું, જલદી કરશું કામ.<br>
નહીંતો દુખ પડશે ઘણું, પાછા આવશું આ ઠામ. ૩

**મંજી**--અરે મામા જાઓ ત્યારે તમારા વીના બંદોબસ્ત કરે તેમ કોઇ નથી.

**ચાંદો તથા ટીલો**--હે કુંવર સાહેબ અમે તો આપના ખપની વાત કહીએ છીએ.

**મંજી**--ઘણું સારૂ જાઓ ત્યારે જ્યાં મંજી પરમારની રજા થઇ કે ઘોડા પોતે પુરબાદેશ તરફ હાંકયા. મામાના મનમાં તો જુદા જ પ્રકારનો વિચાર હતો. તેથી તેઓએ જંગલનું બાહાનું કાહાડી બંને જણાએ ઘોડા મારી મુકયા. અગાડી જતાં મહા મોટું જંગલ આવ્યું ત્યાં આગળ બંને ભાઇએ તમામ ધાસ પાણી વીગેરેનો બંદોબસ્ત કરી તુરત ઘોડા પુરબાદેશ તરફ ઝોકાવ્યા તેવાજ દોઢ દીવસમાં પુરબાદેશમાં આવ્યા ને રાજા ચંદ્રજયને મળ્યા ને તેને ઉંધા પાટા બંધાવવા માંડયાં, રાજા ચંદ્રજય તથા ચાંદો ટીલો એ ત્રણ જણા ખાનગી દીવાનખાનામાં જઇ બેઠા એટલે ચાંદો બોલ્યો હે રાજા! તમે રજપુત છો કે કોણ છો ?

**ચંદ્રજય**—(એકદમ વિચાર કરી) અરે અમે તો રજપુત છીએ

**ટીલો**--ત્યારે તમારી રત્ન જેવી પુત્રીને કેમ કુવામાં નાંખવા તઇયાર થયા છો ?

**ચંદ્રજય**--કેમ વારૂ ?

**ટીલો**—તમે મંજી પરમાર જાણી પુત્રીની પરણાવવા નીકળ્યા. હશો પણ એ તો મુસલમાનનો કુંવર છે. આપ હીંદુ અને તે મુસલમાન તમારે ને એને બહુ પ્રીત થઇ છે તેથી તેને પરણાવતા હશો પણ રજપુત રાજાની કુંવરી મુસલમાન વરે તેમાં તેની આબરૂને બટો લાગે છે.

**ચંદ્રજય**—( આશ્ચર્ય પામી ) અરે તમે કોણ છો ? ક્યાંથી આવો છો અને શું બોલો છો ?

**ચાંદો તથા ટીલો**—અમે તો ધઢચંપાના દીવાન મહમદશાહ-ના હાથ નીચેના કારભારી છીએ.

**ચંદ્રજય**—ત્યારે બાલામંજી કોણ છે ?

**ટીલો**—મંજીકુંવર તો નથી પણ એતો દીવાનનો દીકરો છે. તમારી જોડે દગલબાજી કરી પુત્રી પરણવા તઇયાર થયો છે.

**ચંદ્રજય**—એ દીવાનનો પુત્ર છે ?

**ચાંદો તથા ટીલો**—અરે મંજી હોય ત્યારે તો ઘણું સારૂં કેમકે રાજાનો કુંવર ને વળી અમારો ભાણેજ થાય છે, પણ મંજી નથી. વળી દિવાને અમને કહ્યું કે તમો કોઇ આગળ વાત કહેતા ના. ને એ કહેશો તો અમારૂં કામ બગડશે, પણ ગમે તેવા અમે રજપુતના દીકરા માટે કહ્યા વિના ચાલે નહીં. દુનીઆમાં મોં શું દેખાડવાનું રહે ?

**રાજા ચંદ્રજય**—માહારાજ, તમે અમારા ઉપર મ્હોટી મહે-રબાની કરી. તમારા માત પીતાને રંગ છે.

**ચાંદો તથા ટીલો**—પણ સાહેબ, અમે તમને એટલુંજ કહીએ છીએ કે અમારૂં નામ દેતા નહી.

**ચંદ્રજય**—અરે એતે શું બોલ્યા ? કદી મારો જાન જાય તો પણ હું તમારૂં નામ દેનાર નથી.

**ટીલો**—અમને ભરૂસો ક્યારે પડે કે અમને વચન આપો ત્યારે.

**ચંદ્રજય**—લ્યો, આ મારૂ વચન છે કે તમારૂં નામ દેવું નહી. વચન લીધું કે તુરત રજા લઇ અગીઆરા ગણવા માંડયા. ચંદ્રજયને ત્યાં આવી ફાંસ મારી રસ્તે આવતાં વિચાર કરે છે.

**ચાંદો**--ભાઇ ટીલા, તેં તો ઠીક પ્રપંચ કર્યો.

**ટીલો**--હવે કદી મંજીને પરણાવનાર નથી.

**ચાંદો**--પણ મારી નજરમાં એ વાત આવતી નથી.

**ટીલો**--તું જોયા કરતી કેમ થાય છે.

**ચાંદો**--ઠીક છે ત્યારે

આ પ્રમાણે બંને ભાઇ પોતીકા મનમાં વિચાર કરતા કરતા મંજી પરમાર પાસે આવ્યા.

ચંદ્રજય રાજાને ઘણો ગુસ્સો ચડયો તેથી પોતે રોપાવેલો મંડપ પણ ઉખેડી નંખાવ્યો, તથા જે અમુલ્ય વસ્ત્ર મંગાવી રાખ્યાં હતાં તે પણ મોકલી દીધાં, ને લગ્નની નિશાની કાંઇ પણ રહેવા દીધી નહીં. એ પ્રમાણે કર્યું. રાજા વાજા ને વાંદરાં એ કહેવત કાંઈ ખોટી નથી, કેમકે ફરી જતાં વાર લાગે નહીં.

ચાંદો તથા ટીલો મંજીપરમાર પાસે આવ્યા, ને કુંવરને મળ્યા.

**મંજી**--કેમ મામા! બંદોબસ્ત કર્યો.

**ચાંદો તથા ટીલો**—બધી વાતનો બંદોબસ્ત કર્યો.

**મંજી**--અરે મામા, જો તમે ના હોત તો આવું કામ કોણ કરતે?

**ટીલો**—અરે કુંવર સાહેબ, અમને કેવી મુશીબત પડી છે તે તો અમારૂં મન જાણે છે.

**મંજી**--પણ મામા, તમારા વિના કોણ કરે, તે મને બતાવો.

**ટીલો**—હા, તે તો ખરૂંસ્તો. પણ હવે આપણું લશ્કર ચલાવવું જોઈએ, તેવોજ મુકામ તેજ દિવસની રાતના ઉઠાવ્યો, ને અગાડી પ્રવેશ કર્યો; ને થોડેક દિવસે પુરબાદેશની લગભગ આવી પહોંચ્યા. જ્યાં પુરબાદેશ પાંચ ગાઉ આઘું રહ્યું કે દીવસ ઉગ્યો,

એટલે ત્યાં મુકામ કર્યો; ને બધા જમવા ખાવામાં પડયા. જમી ખાઈને તે દીવસ ગમતમાં ગુજાર્યો. ને રાત પડી કે તુરત મુકામ ઉઠાવી ચાલતા થયા. ચાલતાં ચાલતાં મધરાત વિતી ગઇ એટલે પુરબાદેશમાં રાજા ચંદ્રજયની પુત્રી પદ્મનીને ઉપરા ઉપરી સપનાં આવવા માંડયાં; જાણે કે મંજીપરમાર ચાલ્યા આવે છે, અને તેના રૂપની ઘણી બલી-હારી છે. પોતાનો પિતા તથા માતાનો વિચાર ફરી ગએલો હતો. તેથી પોતે સમણામાં કહે છે.

## રાગ ઓખાહરણનો.

તું સાંભળની મારી માડી, તુંને હું કહું છું શીર નામી,
એ તો ન હોય દીવાનનો પુત્ર, રાણી જેજેવંતીનો સુત્ર. ૧

તને ભરમે કોણે ભુલાવી, એવી બુદ્ધિ કોણે બતાવી;
આવ્યું સ્વપ્નું મુજ માતાએ, નથી એમાં કાંઇ અન્યાયે, ૨

આવ્યા મંજી રાજકુમાર, મુજને વરસે તે નિરધાર.
એમાં સંશય નહીં લગાર, હું તો સતવંતી છું કુમાર. ૩

તમે સાંભળજો પીતા મારા, નહીં તો જાશે રાજ તમારા;
એ છે જોબન બાજેવેશે, પુરબાદેશનું રાજ તો લેશે. ૪

તમને કોણે અવળા સમજાવ્યા, જાઓ સામા મોત આવ્યા;
એ તો શક્તિનો છેરે કુમાર, એને ઓળખ્યો વારંવાર. ૫

એવું કહીને બાળા રહી, એટલે રજની તે વીતી ગઈ.
થયો પ્રાતઃકાળ પ્રભાત, એટલે મંજી આવ્યા સાક્ષાત. ૬

દેશ ઘેર્યો પોતે વિખ્યાત, ચારે ખુટમાં મંજી પ્રખ્યાત,
દેશ ઘેરી મુકામજ કીધો, દાસ કહે છે મંજી નવ લીધો. ૭

હવે પુરબાદેશની અગાડી પછાડી ઘેરો ઘાલી મુકામ કીધો, એટલે પુરબાદેશના રાજાને ખબર થઈ, ત્યારે તેણે એવો વિચાર કીધો કે લડાઈ થાય તોએ ફીકર નહીં. પણ હું મુસલમાનને કન્યા આપવાનો નથી. એવો પોતે વીચાર કરી નિરાંતે બેઠો મંજી કુંવર પણ વિચાર કરે છે. કે લગ્નની કાંઈ ધામધુમ દેખાતી નથી એનું શું કારણ હશે ? માટે હું રાજાને બોલાવી મંગાવું, એવો વિચાર કરી પોતાના મામાને બોલાવ્યા એટલે મામા આવ્યા.

**મામા**—સાહેબ, શો હુકમ ફરમાવો છો ?

**મંજી**—અરે મામા ! લગ્નની ધામધુમ તો દેખાતી નથી.

**મામા**—અરે કુંવર, હમે શું જાણીએ ?

**મંજી**—ત્યારે તો થોડું ઘણું લસ્કર લેઈ તથા પાલખી મેનો લેઇ રાજાને તેડવા જાઓ ને અહીંઆ તેડી લાવો.

**મામા**—બહુ સારૂ એમ કહી કુંવરના કહ્યા પ્રમાણે થોડું ઘણું લસ્કર લેઇ રાજાને તેડવા ગયા ને ત્યાં જઈ રાજાને મળ્યા.

**ચાંદો તથા ટીલો**—મહારાજા આપને કુંવર સાહેબ બોલાવે છે.

**રાજા**—ચાલો અમે આવીએ છીએ પણ તમારી સાથે કાંઇ મોકલ્યું છે.

**ચાંદો તથા ટીલો**—સાહેબ આપને સારૂ પાલખી તથા લસ્કર મોકલ્યું છે.

**રાજા**—ઘણું સારૂ પછી પોતે રાજકચેરીમાંથી ઉઠી પોશાક પહેર્યો ને પોતાના બેણુમંગળશા વજીરને લેઇ પાલખીમાં બેઠા અને પુછે છે અરે વજીર કેમ કરવું છે ?

**વજીર**—સાહેબ મુસલમાનને કાંઇ કન્યા અપાય નહી ?

**રાજા**—હું મુસલમાનને કન્યા આપવાનો નથી.

**વજીર**--તમને પુછશે કે લગ્નની કાંઇ ધામધુમ કેમ દેખાતી નથી ત્યારે તમારે કહેવું કે મારે હમણાં લગ્ન કરવા નથી મેં મારો વિચાર ફેરવ્યો છે કેમકે આપણે જે ગાંમ જવું નહી તેનો રસ્તો પણ પુછવો નહી એ કહેવત કાંઇ ખોટી નથી માટે આપણે કાંઇ કરતવ નથી તેથી ના કહેવાને કાંઇ હરકત નથી.

**રાજા**--તે ખરૂ પણ કદાચ એમ કહેશે કે તમારે કરતવ ન્હોતું ત્યારે શું કામ અમને બોલાવવાને કાગળ લખ્યો ? ત્યારે આપણે શું કહીશું ?

**વજીર**--ફીકર નહી તેનો જવાબ આપીશ.

એવી ગોઠવણ કરી **ચંદ્રજય** તથા મેણમંગળશા વજીર જ્યાં મંજીપરમારના ડેરા તંબુ નાંખેલા છે ત્યાં આવી પહોંચ્યા એટલે મંજીપરમારે આદરમાન આપી બેસાડયા પછી જુદીજુદી વાતો કરવા લાગ્યા તેમાં માણેકદે પરમારની વાત પણ ચાલી એટલે કુંવરે પુછ્યું તમારા રાજમાં ખુશીના ડંકા કેમ વાગતા નથી ?

**દીવાન**—એમણે એમનો વિચાર ફરવ્યો છે.

**મંજી**---શા વાસ્તે ?

**ચંદ્રજય**--તેનું કારણ તમારે પૂછવાની જરૂર નથી.

**મંજીપરમાર**--તમારો પત્ર અમારા પર આવ્યો તેમાં પુછવાની જરૂર છે, નહી તો નહી હતી.

**ચંદ્રજય**--કાગળ લખ્યો તેમાં શું થયું પણ પાછળથી હમારો વીચાર બદલાયો છે માટે હાલમાં કરવું નથી.

**મંજી**--જ્યારે તમારા મનમાં નહી કરવાનું હતું ત્યારે હમારા પર કાગળ લખવો નહોતો.

**ચંદ્રજય**--તે ખરી વાત પણ અમને એક જાતનો વહેમ ભરાયો છે તે દુર થયા પછી કરીશુ.

**મંજીપરમાર**--તમને જે વાતનો વહેમ ભરાયો હોય તે કહો હું ટાળવા સમર્થ છું

**ચંદ્રજય**—તે વહેમ તમને કહેવાનો નથી.

**મંજીપરમાર**--નહી કહેવાનું કારણ શું ?

**ચંદ્રજય**--મારૂં મન તમને કહેવાને અટકાવે છે.

**મંજીપરમાર**--જ્યારે તમે તમારા મન ઉપર આધાર રાખો છો ત્યારે હું પણ મારા મન ઉપર આધાર રાખીશ કેમકે તમે કાગળ લખ્યો માટે કાં તો તમારા મનનો જે વેમ હોય તે કહો નહી તો હમારી સાથે યુદ્ધ કરવાની તઇયારી કરો કદી તમે યુદ્ધ નહી કરશો તો એકદમ તમારૂ શહેર ચ્રદ્રચંપાને તાબે કરી દેઇશ એમાં કાંઇ પણ અંદેશો ધારવો નહી પણ બે કામમાંથી એક કામ કર્યા વિના હું પાછો જવાનો નથી આટલું મારાથી તમારી સાથે બોલાય નહીં પણ તમારા આ વિચારને લીધે. વળી જે ઘડીએ તમારૂ શહેર જપ્ત કીધું કે તમારી કન્યા લેતાં મને વાર લાગવાની નથી. માટે તમારા મનની સાથ ખુબ વીચાર કરીને જવાબ દેજો હજુ હમે હમારી ખુનીઆતી ઉપર છીએ પણ તમારી ખુનીઆતી કેવી છે તે આ ઉપરથી જણાઇ આવી જાએ હવે તમને રજા છે પણ યાદ રાખી તમે કાલે મને જવાબ આપજો.

હવે રાજા ચંદ્રજય તથા મેણમંગળશા વજીર બને જણા ઉઠીને પોતાના શહેરમાં ગયા.

મંજીકુંવર પણ પોતાનાં મનમાં વીચાર કરવા લાગ્યો કે અરે ભગવતી આ શું ! રાજાને કોઇએ ભંભેર્યો છે કે શું તે કાંઇ

સમજાતું નથી; વળી એ કહે છે કે મને તમારા વિશે વહેમ છે, તે શો વેહેમ હશે ! અરે પણ કાંઈ ફીકર નહી. મેં ખુબ તાપ બતાવ્યો છે. જોઇએ એ કાલે શું જવાબ આપે છે પછી જે હશે તેની તુરત ખબર પડશે. હવે પોતે પ્રસાદ લઈ કરી નીરાંતે બેઠા એટલે તેની પાસે ચાંદો તથા ટીલો બંને મામા આવ્યા.

**મંજી**—મામા, રાજાએ શાથી વિચાર ફેરવ્યો હશે ?

**મામા**—સાહેબ હમને શાની ખબર !

**મંજી**—અરે મામા, તમે જઈ ખબર કહાડી લાવો.

**મામા**—સારૂ સાહેબ એમ કહી ખબર કહાડવા બંને ભાઇ રાજદરબાર ભણી ચાલતા થયા, હવે રાજા ચંદ્રજય જેવા મંજીપરમાર પાસેથી ગયા તેવા પોતે પોતાના મેહેલમાં આવી મેણમંગળશા વજીરની સાથે પોતાના ખાનગી દીવાનખાનામાં બેઠા બેઠા વિચાર કરે છે.

**ચંદ્રજય**—અરે દીવાન, કાલે એને શો જવાબ આપવો.

**દીવાન**—સાહેબ મને એક આશ્ચર્ય જેવું લાગે છે.

**ચંદ્રજય**—તું તે મને કહે ?

**દીવાન**—કુંવરનું રૂપ જોતાં તો મને મંજીપરમાર જેવા લાગે છે.

**ચંદ્રજય**—તેં મંજીપરમારને દીઠેલો છે ?

**દીવાન**—સાહેબ મેં દીઠા તો નથી.

**ચંદ્રજય**—ત્યારે તું કેમ કહે છે ?

**દીવાન**—સાહેબ ! હું એના દેખાવ ઉપરથી કહુંછું કે એ મુસલમાનનો પુત્ર નથી; કેમકે એના મુખ ઉપર જોતાં રાજવંશીનો અંશ મારી નજરે જોવામાં આવે છે, તેથી હું ખાત્રી કરી કહું છું કે એ માણેકદે પરમારનો પુત્ર છે. વળી જુઓ કે એની બોલવાની

બહાદુરી તથા છટા કેવી મજાની છે તથા માન આબરૂ કેવા મજેના આપ્યા. જરા પોતે મોટાઇ સરખી પણ દેખાડી નથી.

**ચંદ્રજય**—પણ જુઓ ચાંદો તથા ટીલો આવે છે. એમને પુછી જોઇએ એટલામાં ચાંદો તથા ટીલો આવી કહે છે.

**ચાંદો, ટીલો**—કેમ સાહેબ શા વિચારમાં પડ્યા છો ?

**ચંદ્રજય**—અમારી પાસે કુંવરે જવાબ માગ્યો છે તેનો વિચાર કરીએ છીએ.

**મેણુમંગળશા**—અરે ચાંદા તથા ટીલા ભાઈ! તમોને મારે એક વાત પુછવી છે.

**ચાંદો, ટીલો**—જે પુછવાનું હોય તે સુખે પુછો હમે તઇયાર છીએ.

**મેણુમંગળશા**—મને તો માણેકદે પરમારનો પુત્ર બાલામંજી હોય એમ લાગે છે.

**ચાંદો તથા ટીલો**—ત્યારે તમને જે લાગે તે ખરૂં, અમે તમારી આગળ જુઠું બોલ્યા કેમ ઠીકજ તો! તમારી મરજીમાં આવે તો કાલ સવારમાં પરણાવી દો અમે તમારા સારા સારૂં કહ્યું પછી ધણીને સુઝે ઢાંકણીમાં ને પડોશીને સુઝે આરશીમાં પણ હું તમને એક બીજી વાત કહું છું.

**ચંદ્રજય**—જે વાત કહેવાની હોય તે સુખે કહો.

**ચાંદો ટીલો**—મંજીપરમારને તો દેવી સાક્ષ છે ત્યારે આ તમારા શહેરનો કોટ તથા દરવાજા તેમાં કોટ સોનાનો તથા દરવાજા રૂપાના કરી આપે તો એમ જાણવું કે એ ખરો મંજીપરમાર છે. જો મંજીપરમાર હશે તો તમને તેમ કરી શકશે.

**મેણુમંગળશા**—અરે, એ તો સારી યુક્તિ શોધી કાઢી, પણ આપણે કહીએ ને ન બનાવી આપે ને યુદ્ધ કરવા તઇયાર થાય ત્યારે શું કરવું ?

**ચાંદો, ટીલો**—તમારે યુદ્ધ કરવા ઉઠવું નહી. અમે એને યુદ્ધ નહીં કરવા દેઇશું તુરત સમજાવી રવાને થઇશું.

**ચંદ્રજય**—ત્યારે તો ખરી વાત. એ તો ઠીક ?

**ચાંદો, ટીલો**—તમારે કાંઇ ફીકર રાખવી નહી, પણ તમારે અમારૂં નામ દેવું નહીં, નહી તો અમે મરી જઈશું ને તમારૂં રાજ તથા કન્યા બન્ને લેઇ લેશેઃ કેમકે એની સાથે ઘણા શુરવીર યોદ્ધાઓ છે.

**ચંદ્રજય**—મેંતો તમને વચન આપ્યું છે, પછી શું ?

**ચાંદો, ટીલો**—સાહેબ તમારો તો ભરોસો છે પણ વજીર સાહેબનો ભરૂંસો અમને પડતો નથી.

**મેણુમંગળશા**—હું વચન આપું તો મારો ભરૂસો પડશે કે નહી.

**ચાંદો, ટીલો**—ત્યારે શા સારૂ ન પડે ? એટલે વજીરે તેઓને વચન આપ્યું ને પછી તેઓ મંજીપરમાર પાસે ગયા, જુઓ બંને મામાએ મંજીને કેવી મદદ કરી પણ ( જેનો પરમેશ્વર પાધરો તેનો વેરી આંધળો ) એ કહેવત કાંઇ ખોટી નથી.

**મંજીપરમાર**—કેમ મામા ત્યાંથી શું સમાચાર લાવ્યા ?

**મામા**—હે કુંવર સાહેબ અમને તો કંઇ ઉત્તર આપ્યો નહીં પણ એમ કહ્યું કે જે કહેવાનું હશે તે કાલે કહીશું. ભાણેજ બીચારા એવા ભોળા છે કે બાપડાને કશી વાતની સમજણ પડતી નથી પણ જે ઘડીએ સમજ પડી એટલે મામાની ખબર લેવાઇ જશે. ખબર નહી પડી ત્યાં સુધી તો ઠીક છે. મંજીપરમાર વિચારમાંને વિચારમાં સાંજ

પછી, ત્યારબાદ પોતાના લશ્કરમાં ફરવા ગયા, ફરી આવીને ગોલમદાર ઉપર તોપો ફોડવાનો હુકમ કર્યો. ગોલમદારો તોપો ફોડી રહ્યા પછી સઉ સઉને ઠેકાણે ગયા. બીજા દિવસનો પોહો ફાટતાંજ મંજીપરમારે ઉઠી દંતધાવણ કરી નાહી ધોઇ પોતાની ઇસ્ટ દેવી ચંડીકાજીની પુજા કરવા માંડી. પછી ભોજન કરી પોતાની કચેરી ભરીને બેઠા ને ચાંદા તથા ટીલાને થોડુ લશ્કર આપી રજા ચંદ્રજયને તેડવાને મોકલ્યા. ચાંદો તથા ટીલો ચંદ્રજયના દરબારમાં ગયા એટલેઃ-

**ચંદ્રજય**—આવો ચાંદા તથા ટીલા તમે ક્યાંથી પધાર્યા ?

**ચાંદો તથા ટીલો**—સાહેબ, આપને તેડવાને કુંવર સાહેબે મોકલ્યા છે.

**ચંદ્રજય**—ઘણું સારૂં, ચાલો અમે આવીએ છીએ, એમ કહી મેણમંગળશા વજીરને લઈ મંજી પાસે ગયા. મંજીપરમારે રાજા ચંદ્રજય તથા મેણમંગળશા વજીરને આદરમાન આપી ગાદીપર બેસાડ્યા. એ લોકો આવ્યા એટલે બધા ત્યાંથી ઉઠી ગયા, ને ફક્ત ચાંદો, ટીલો, મેણમંગળશા વજીર, રાજા ચંદ્રજય અને મંજી પરમાર રહ્યા.

**મંજી**—કેમ સાહેબ, પછી શું કરવા ધાર્યું છે ?

**ચંદ્રજય**—અમે એમ સાંભળ્યું છે કે તમે કાળીના પુત્ર છો, તેથી અમારૂં એક કામ કરો તો કન્યા પરણાવીએ, નહી તો અમારે ને તમારે કાંઈ લેવા દેવા નહી.

**મંજી**—જે કામ હોય તે અમને કહો. જો બનશે તો કરીશું નહીં તો અમે પાછા જઇશું.

**ચંદ્રજય**—તમને કન્યા પરણાવવી છે તેથી મને ઘણો હરખ થાય છે, માટે આ શેહેરનો કોટ સુનાનો, તથા દરવાજા રૂપાના કરો

તો વળી ધામધુમથી પરણાવી દેઉં, એવો મારો વિચાર છે.

**મંજી**—એ વાત કહી તેતો ખરી, પણ માણસે કોઇ દિવસ એવું કરેલું સાંભળ્યું છે ? એ તો દેવતાનાં કામ છે.

**ચંદ્રજય**—પણ તમે દેવીના પુત્ર છો તેથી.--

**મંજી**—ઠીક છે, થશે તો કરીશું, નહી તો સવારે ઉઠી ચાલતા થઇશું. તમારે જવું હોય તો જાઓ, તમને રજા છે.

રાજા ચંદ્રજય તથા તેનો વજીર પોતાને સ્થાનકે ગયા ને મંજીપરમાર પોતે એકલો વિચાર કરે છે. અરે ! વળી આ ફાંસ કોણે મારી હશે ! એતો દેવતાનાં કામ છે. તે પણ દેવ જોડે ખરેખરી પ્રિત હોય તો બને, નહી તો બને નહીં. અરે ! ધઢચંપાના લોકો જાણશે કે કુંવર પરણવા ગયા છે, ને કુંવરીની તો આવી દશા થઈ છે. કંઈ ફિકર નહી, પણ આ વાતમાં પોતાને કંઇ સમજ પડી નહી. એવા વિચાર કરી પોતે નાહી ધોઇ ઘીનો દીવો કરી કાળભેરવને સંભાર્યો એટલે કાળભેરવ વજરકછોટો મારેલા, ને હાથમાં વજરની ગદા લઇ સન્મુખ આવી ઉભો રહ્યો.

**કાળભેરવ**—હે કુંવર ! તમે મને કેમ સંભાર્યો.

**મંજી**—તમને કાંઇ અજાણ્યું છે ? તમે તો બધું જાણો છો.

**કાળભેરવ**—તમારે પુછવું જોઈએ, જે ઇચ્છા હોય તે માગીલો.

**મંજી**—પુરઆદેશનો કોટ સોનાનો, તથા દરવાજા રૂપાના બનાવવાના છે, જો ન બને તો આપણું નાક કપાઇ જાય, ને આપણે શીકે મોઢે ધઢચંપામાં જવું પડે, ને બધા રાજા આપણી ફજેતી કરે. લોકો જાણશે કે એમાં **શું** ખોડ હશે કે કન્યા પરણાવી નહી.

**કાળભેરવ**—તે બધું ખરૂં, પણ એ મારાથી બને નહિ તો–

**મંજી**—એનો કાંઇ ઉપાય થાય તો સારૂં, નહીં તો,--

**કાળભૈરવ**—પણ જ્યારે તું પરણવા નીકળ્યો ત્યારે તારી ગોત્રદેવી કાળીને કેમ વિસરી ગયો? તે હોત તો તને આવું વિઘ્ન પડતે નહીં કેમકે તેની ગતી ન્યારી છે, તેને તું ભુલી ગયો તેથી કાળીકાજી તારાપર ક્રોધાયમાન છે, પણ જો માતાજી આવે તો સારૂ કામ સિદ્ધ થાય તું તે દહાડે મને કહેતો હતો કે વચન મારી પાસે લઇ ગયું તે કોણ હતું તે હું આજે કહુંછું કે એ દેવી કાળકાજી હતાં.

**મંજી**—અરે! શું તે મારી માતાજી હતાં?

**કાળભૈરવ**—ત્યારે બીજું તમારી પાસે દરવાજાનું દાપું ગમે એવું કોણ હતું!!

**મંજી**—ખરી વાત, હવે મને સાંભળ્યું. પણ ફીકર નહીં. તમે ઉભા રહેજો, હું હમણાં ધ્યાન ધરીશ એટલે માતાજી આવશે, એમ કહી નાહી ધોઇ પોતે ઘીનો દીવો કીધો, તથા પુજા સામાન તૈયાર કરી ધ્યાન ધરવા માંડયું. જ્યાં એક ચિતે ધ્યાન ધર્યું કે તરત જોગમાયા આવી ખડી રહી. હાથમાં શંખ, ચક્ર, ગદા ધારેલી છે, માથે મોરમુગટ પણ ઝળકી રહ્યા છે, કાને કુંડળ પણ બીરાજી રહ્યા છે, નાકે વેસરી પણ શોભી રહી છે, ખભે સાવ સુનાના ચંદ્ર સુરજ પણ ઝળકી રહ્યા છે, મુખડું પણ રાજીનું હસ્તું છે, ઉમર પણ માએ બાળા અવસ્થામાં ધારણ કરેલી છે, આવે રૂપે માએ મંજીને સાક્ષાત દર્શન આપ્યાં. જ્યાં સક્ષાત દર્શન થયાં એટલે મંજીએ દેવીની અનેક વિધિએ પુજા કરી, ને માતુશ્રીની સ્તુતિ કરવા લાગ્યો. અરે જોગમાયા, હું બાળક તમારો આપેલો, તે તમેજ મને દુઃખ દેવાં બેઠાં છો! હે જગત અંબે! હું તમારો હમેશનો આશરો જાણું છું, ને તે દિવસે મારી ભુલ થઇ તે મને તમારો બાળક જાણી ક્ષમા કરવી જોઇએ.

**જોગમાયા**—તેં મને સંભારી નહીં. ત્યારે હું શું કરૂં?

**મંજી**—અરે ! માતુશ્રી તમે સરસ્વતી છો, તમે જો મારી જીભે બેઠાં હોત તો હું તમને ભુલી જાત નહીં, કેમકે બધી કરણી તમારી છે. તમારી માયાનો પાર બ્રહ્મા પણ પામવા સામર્થ્યવાન નથી. ને શીવ સરખા પણ ભુલા પડે છે તો હું બાળકની કોણ ગણત્રી ? માટે પહેલો ગુન્હો બાળક જાણી માફ કરો, ને મારા ઉપર કૃપા કરો. હું તો તમારો કુંવર છું, ચારે દિશાં ઉપર તમારી નામના ચાલે છે, ને આ દેશમાં પણ શું છે ! તમને કાંઇ અજાણ્યું નથી, માટે હે આદ્યશક્તિ મા તમે મારા ઉપર તુષ્ટમાન થાઓ તો સારૂં, નહીં તો આપણા ધઢચંપાનું નામ જતુ રહેશે, ને મારૂ મૃત્યુ થશે; માટે હે! દીનદયાળી દયા કરો.

**કાળકાજી**—તારે શું કરવાનું છે તે મને કહે.

**મંજી**—હે માતુશ્રી, આ દેશનો ફરતો કોટ સાવ સોનાનો કરવાનો છે; તથા દરવાજા રૂપાના બનાવવાના છે.

**કાળકાજી**—હે કુંવર, આ વખત તો હું તને બાળક જાણી ગુન્હો માફ કરૂં છું, ને હવે જો મને સંભારતાં ચુકયો તો માફ કરવાની નથી. મારૂં તારા ઉપર સારૂ હેત છે, કેમકે તેં મને તપશ્ચર્યા કરીને વશ કરી લીધી છે, તેથી હું તારા ઉપર અતિશય પ્રસન્ન છું. તેથી કરી આ વખતે જવા દઉં છું, પણ યાદ રાખજે ભુલતો નહીં.

**મંજી**—સારૂ માતાજી, પણ મારી જીભે વસતા રહેજો.

**કાળકાજી**—ઘણું સારૂં એમ કહી કાળભેરવના ઉપર હુકમ કર્યો, કે તારે આજ રાતે હાજર રહેવું, હું તારી પાસે આવીશ. અરે કુંવર, તું ફિકર ચિંતા રાખતો નહીં, એમ કહી માતા અંત-

ધ્યાંન થઇ ગયાં. મંજીકુંવર ઘણો ખુશી થયો, ને પોતાનો વખત આનંદમાં ગુજાર્યો ને રાત પડી એટલે મંજી કહે છેઃ—

## રાગ છપ્પો.

જેહેને દેવી સાહે, દુઃખડાં સર્વે જાએ;
જેહેને દેવી સાહે, કામ તેનાં તો થાએ,
જેહેને દેવી સાહે, રણમાં તે તો જીતે,
જેહેને દેવી સાહે, રાજ આપે બહુ રીતે.
માજી એવી દાતાર છે, અનેક કામ મારાં કર્યાં;
દાસ કહે સૌ સાંભળો, પૃથ્વીપર માતા અવતર્યાં. ૧

જ્યાં મધરાતનો વખત થયો કે કાળભેરવ તથા દેવી કાળી તથા વિશ્વકર્મા એ ત્રણ જણાં પુરબાદેશમાં આવ્યાં. અને વિશ્વકર્માએ તે કોટ સોનાનો કરવા માંડયો, તેની સાથે રૂપાના દરવાજા પણ કરાવવા માંડયા, ને જ્યાં બે કલાક ગયા એટલામાં બધો સોનાનો કોટ તથા રૂપાના દરવાજા કીધા, ને પછી વિશ્વકર્મા દેવીની રજા લેઈ પોતાને સ્થાનકે ગયા, ને કાળીમાતા તથા કાળભેરવ પણ અંતરધ્યાન થઈ ગયા. હવે જ્યાં રજની વીતી ગઇ ને પ્રભાતને પોહોર થયો એટલે સોનાનો કોટ ચળકવા માંડયો અને રૂપાના દરવાજા પણ સુર્યના કીરણની માફક પ્રકાશવા લાગ્યા. નગરમાં લોક ઉઠી કોટ સામુ જુએ કે તરત આંખ મીચી પોતાના ઘરમાં પેસી જાય, કેમકે તેજ ખમાય નહીં. થોડાક વખત ગયા પછી કોટ જોવા લાગ્યા, ને અચંબો પામ્યા કે આ તે શું કહેવાય!!! રાજા ચંદ્રજયને ખબર પડી તેવોજ રાજા ઘોડા ઉપર સ્વાર થઇ પોતાના મેણમંગળશા વજીરને સાથે જોઇ લેવા નિકળ્યા. તમામ કોટ તથા દરવાજા જોઇ રહ્યા, પછી ચંદ્રજય!—

**ચંદ્રજય**--અરે વજીર આ તે શું કહેવાય ?

**વજીર**--સાહેબ એ સોનું કહેવાય.

**ચંદ્રજય**--અરે હું તને નથી પુછતો પણ કુંવરે શું કર્યું ?

**વજીર**--સાહેબ કુંવરે સોનાનો કોટ તથા રૂપાના દરવાજા કીધા.

**ચંદ્રજય**--અરે દિવાન હવે આપણે કોઈ વાતનો અંદેશો લેવાનો રહ્યો નહીં.

**વજીર**--હવે અંદેશો લેવા ગયા કે, આપણાં ઢોંચકાં ઉઠી ગયાં એમ નક્કી જાણવું.

**ચંદ્રજય**--ચાલો આપણે તાકીદથી જઇ માંડવો રચાવીએ, એવો વિચાર કરી પોતાને મોહોલે ગયા. ચંદ્રરાજાએ માંડવો બંધાવવાના કામમાં ચારેમેર આદમી મુકી દીધાં. તમામ સામાન મંગાવવાનો મેણમંગળશા વજીર ઉપર હુકમ કર્યો. ત્યારબાદ રાજા રાણીના મોહોલમાં ગયા.

**રાણી**--( પોતાના ધણીને આવતા જોઈ ) પધારો સ્વામીનાથ,

**રાજા**--( રાણીને ) જોયું આ કેવી અજાયબ જેવી વાત !

**રાણી**--સ્વામીનાથ કુવરીનું નશીબ ઘણું જોરાવર છે કે આવો દેવતા જેવો વર મળ્યો આ વખતમાં મંજી જેવો વર મળે નહી.

**રાજા**--આપણા નગરનો કોટ સાવ સુનાનો બનાવી દીધો તે જોયું ?

**રાણી**--અરે મહારાજા એ શું ? ખરી વાત કે સ્વપ્નું ?

**રાજા**--અરે હું જાતે જોઇ આવ્યો.

**રાણી**--ત્યારે એ કોટ કોણે કીધો હશે ?

**રાજા**--કાળીમાતાએ આજ રાતમાં બનાવી દીધો છે.

**રાણી**--અરે ! કાળી એના પર ખરેખર પ્રસન્ન એમાં કાંઇ પણ સંદેહ નહી. જેને અંબા પ્રસન્ન છે તે ચાહે તે કરી શકે છે.

અગાડી જતાં મંજી ચક્રવર્તી રાજા થવાનો એમાં કાંઇ પણ સંદેહ નથી. જુઓની આપણી કુંવરીએ બીજા દિવસની રાતે કહ્યું હતું તે તમને યાદ છે ? બધી વાત કહી તેમાં કાંઈ પણ ફેર પડયો ?

રાજા--નાના, હવે મારે એ કુંવરીનું કહ્યું માનવું કેમકે એ પણ મંજીની પેઠે સત્યવાદી છે એમાં કાંઇ સંદેહ નથી, હવે રાજાએ જોશીને બોલાવી લગનનો દિવસ મુકરર ઠેરવ્યો એટલે તુરતા તુરત માંડવો પણ તઈયાર થયો. ચારે બાજુએ મખમલ પણ બાંધી દીધેલી હતી. તેની વચ્ચે ઝીણી ઝીણી હીરાકણીઓની માફક કસબી બુટી ખીલી નીકળી હતી. તેથી ચંદરવો ઘણોજ શોભાયમાન દેખાતો હતો. તેની નીચે હાંડીઓ, તકતાઓ જુમરો, વિગેરે ટાંગેલા ઘણાજ સરસ દેખાતાં હતાં; માંડવામાં નવરંગી શેતરંજી તથા જાજમ વગેરે ભાત ભાતનાં બીછાનાં બીછાવી દીધાં હતાં ને તેની ઉપર ગલીચો બહુ સરસ દેખાતો હતો તેની અગાડી પછાડી મશરૂના તકીઆ પણ ગોઠવી દીધા હતા. વળી જાજમ ઉપર મશરૂ પણ પાથરેલો હતો એટલે અમીર ઉમરાવને બેસવાની ઘણી લેજત પડતી હતી. અનેક રંભાનો નાચ થવા લાગ્યો તે જોઇ સભા ઘણી ખુશી થતી હતી. વળી કોટ પણ જમાઇએ સોનાનો બનાવી આપ્યો એટલે સોનાનો તો પારજ રહ્યો નહિં. સઘળો માંડવો તઈઆર થયો એટલે નગરના લોક જોઇ ઘણા હરખ પામતા હતા અનેક પ્રકારનાં વાંજીત્ર વાગવા માંડયાં તેથી ધામધુમ ઘણી થઇ રહી હતી. લગનના બે દીવસ બાકી રહ્યા એટલે મંજીકુંવરે પણ સઘળી તઇયારી કરવા માંડી. તઇયારી કરતાં બે દીવસ વીત્યા એટલે ત્રીજે દીવસે વરઘોડો ચડાવવાનો હુકમ કર્યો બને ભાઇ ચાંદો તથા ટીલો ઘણાજ ઉદાસ થઈ ગયા કેમકે પોતાનો રચેલો પ્રપંચ નિષ્ફળ ગયો પણ ઉદાસી છેજ નહી એવું હસ્તુ

મ્હોઢુ દેખાડી વરઘોડાની તઇઆરી કરવા માંડી. મંજીપરમારની સાથે આવેલા રજપુત લોકો તથા રાઠોડ મોટા મોટા અમીરો તથા ઉમરાવો પણ મહેનત કરવા મંડી ગયા. વિધવિધના વાજાવાળાંઓને બોલાવી મંગાવ્યા ને અનેક તરેહનાં વાજા વગડાવવા માંડયા. મોહોટા મોહટા હાથીઓ પણ શણગારી દીધા. ઘોડાઓ પણ સાવ સુનાના પ્લાન સાથે શણગારવા માંડયા, ઘોડેસ્વાર પણ પોત પોતાનો સામાન કસી તઇયાર થયા. મોટા મોટા જોદ્ધા હાથમાં સાંગ તથા ગદા લેઇ વજરકછોટા મારી તઇયાર થયા. મકરાણી, આરબ, સીંધી એ લોકો પણ હાથમાં ખડગ તથા જમઇયાં લેઇ વરઘોડામાં ઉભા રહ્યા ને જ્યાં તમામ વરઘોડો તઇયાર થયો એટલે ચતુરીઓ બારોટ કુંવર પાસે આવ્યો.

**ચતુરીઓ બારોટ**—અરે મહારાજ સઘળી તઇયારી થઇ માટે આપ હવે તઇયાર થાઓ.

**મંજી**—અરે બારોટ મારા રેવંતને શણગાર પેહેરાવી તઇયાર કરાવો.

**બારોટ**—ઘણું સારૂ મહારાજ એમ કહી રેવંતને શણગારવા ગયો. હવે મંજીકુંવરે નાહી ધોઈ માતા કાળીનું પુજન કર્યું પછી કાળભેરવને સંભાર્યો એટલે કાળભેરવ હાથમાં ગદા લઇ વજરકછોટો મારી સનમુખ આવી ઉભો રહ્યો, તેવોજ મંજીપરમાર માથુ નમાવી પગે લાગ્યો.

**કાળભેરવ**—અરે કુંવર મને કેમ સંભાર્યો.

**મંજી**—મહારાજ આજે કાંઇ વિઘ્ન પડવાનું છે કે નહીં તે મને કહો ?

**કાળભેરવ**—વિઘ્ન પડશે તો ખરૂં વણ નડવાનું નથી.

મંજી--શું વિઘ્ન પડવાનું છે.

કાળભેરવ—તમારી સાસુ જે વડી પોંખવા આવશે ત્યારે જે હશે તે જણાશે.

કુંવર—માતાજી નહી આવે ?

કાળભેરવ--તે ત્યાંજ બેઠેલાં છે કેમકે ત્યાં માતાની સ્થાપના કરી છે.

મંજી--ત્યારે તો ફીકર નહીં. પણ જો જો મારી સંભાળ રાખજો એમ કહી શણગાર પેહેર્યો તે નીચે પ્રમાણેઃ--

**દોહરો.**

જામો પેહેર્યો જરકસી, માથે કસબી મોહોલ;
કાને કુંડલ ઝગમગે, દીસે ઝાકમ ઝોલ. ૧
કેડે સેલાં લપેટીયાં, કસબી જેની કોર;
તે દીસે સોહામણી, તેની વચે ચળકે મોર. ૨
તોરા કલગી ઘણા શોભીતા, ગળે મોતનકી માળા;
રત્ન જડીવ કમરપટો, તેમાં ઝુલી રહી તલવાર. ૩
અંગુઠીએ પેહેરી મુદ્રીકા, અનેક તેમાં રંગ;
માંહે જડયા સોહામણા, સવાલાખનાં નંગ. ૪
પાયે તોડો સોના તણો, હીરા રત્ન જડાવ;
તે દેખી મનડું હરે, બન્યો એવો બનાવ. ૫
સેવક કહે સઉ સાંભળો, કેટલો કરૂં વિસ્તાર;
શણગાર સજ્યા બહુ શોભતા, કહેતાં ન આવે પાર. ૬

આ પ્રમાણે શણગાર પહેરી રેવંત ઉપર સ્વાર થઇ ચાલવા માંડયું એટલે શેહેરના લોકો જોવા એટલા ઉલટયા કે થાળી જેટલી જગ્યા ખાલી રહી નહી મોટા મોટાં અમીર ઉમરાવ પણ કુંવરનું

રૂપ જોઈ આનંદ પામતા હતા, તથા મોટા મોટા શેઠ શાહુકારો પણ કુંવરનું રૂપ જોઇ આનંદ પામતા હતા. સ્વારી ફરતી ફરતી માંડવા આગળ આવી એટલે મામા ચાંદાએ કુંવરને ઘોડેથી ઉતારી માંડવાના બારણા આગળ સુનાનો બાજઠ મેલેલો હતો તેના ઉપર ઉભો રાખ્યો ને સહેલીઓએ અનેક પ્રકારનાં ગીત ગાવા માંડયાં મોટા મોટા રાજાઓ, રાઠોડો, અમીરો તથા વેપારીઓ જેઓ કુંવર સાથે ગયા હતા તેઓને રાજા ચંદ્રજયે આવકાર કરીને હાથ ઝાલી રંગમંડમાં બેસાડયા આ બધો દેખાવ જોઇ કુંવરી પદમણીએ ખુશી થઇ શણગાર પેહેર્યો. રાણી સુલક્ષણાએ પણ શણગાર પેહેરી હાથમાં સોનાની ત્રાક લઇ રાજા ચંદ્રજયને એકાંત જગાપર બોલાવી પુછે છે:--

**સુલક્ષણા**--સ્વામીનાથ મારા મનમાં વિચાર થાય છે કે મંજીપરમારને સોનાની તો કાંઇ ખોટ નથી ત્યારે હું એને શાને વતી પુખું !!!

**ચંદ્રજય**--તારી મરજીમાં આવે તેણે પુખ્ય.

**સુલક્ષણા**--ઘણું સારૂં પછી પોતાની દાશીને બોલાવી કહ્યું કે આપણા રાજનાં માટીના કાળાં માટલાં ઘણાંજ વખણાય છે માટે તું જલદી જઇ લાલીઆ કુંભારને ત્યાંથી એક લઈ આવ, તેવીજ તે દાસી જઇ એક માટલું લઇ આવી સુલક્ષણા રાણી તે માટલું લઇ જેવી પુંખવા જાય છે એટલે મંજીપરમારે જોયું; ને વિચાર કરવા લાગ્યો અરે ! આ તે શું કહેવાય ! આ તો પ્રથમજ અપશુકન થાય છે પછી કાળભેરવને સંભાર્યો, ને કાળભેરવ આવ્યો.

**કાળભેરવ**--અરે કુંવર મને શું કરવા સંભાર્યો, તમારા કામમાં કાંઇ પણ વિઘ્ન પડવાનું નથી. તમારે કાંઇ ફીકર કરવી નહી.

એમ કહી અંતરધ્યાન થઇ ગયો. રાણી જેવી પુખવા જાય છે, એટલે કાળકાજીએ સ્થાપના ઉપરથી ઉઠી મંજીની પછવાડે રહી કાળા માટલા ઉપર હાથ ફેરવવો એટલે તે માટલું કંચનનું બની ગયું. આ બનાવ જોઇ સુલક્ષણા રાણી આશ્ચર્ય પામી ને મનમાં વિચાર કરવા લાગી કે આ કોઇ દેવ દેવીનો પુત્ર છે એમાં કાંઇ શક નહી અરે એનું સ્વરૂપ જોઇ હું ગાંડી બની ગઇ. મારી પુત્રી લાયકજ એ વર છે એમ કહી પુંખા લીધો. કુંવર જઇ માહેરામાં બેઠા એટલે બ્રાહ્મણોએ વેદ ધુણી કરી ને પંડીતો મંત્ર ભણવા લાગ્યા. થોડો વખત થયો એટલે વિરા તથા સુરાએ પોતાની માહા રૂપવંતી ભાણેજને ઉચકી માહેરામાં પધરાવી. પરણી રહ્યા પછી મંગળ ફેરા ફર્યા તે નીચે પ્રમાણે—

## મંગળ ફેરા.

### દોહરો.

પહેલો મંગળ વરત્યો, હાથે આપ્યા ઘણા દામ;
હાથી આપ્યા બહુ ઝુલતા, કીધાં મનના કામ. ૧
બીજો મંગળ વરત્યો, આપ્યા ઘણેરા અશ્વ;
રથ આપ્યા સોહામણા, ચંદ્રજયનું મન સ્વચ્છ. ૨
ત્રીજો મંગળ વરત્યો, આપ્યાં ગામ અનેક;
આભુષણ ભલી ભાતનાં, આપ્યાં ઉંટ વિષેક. ૩
ચોથો મંગળ વરત્યો, ભોજાઇ બોલી વાણ;
સાંભળો નણંદી પદમણી, બીજુ માગો આ ઠામ. ૪
જે માગો તે અમે આપશું, એમાં નહી સંદેહ;
દાસ કહે સહુ સાંભળો, એ શું માગે વિશેષ. ૫
વળતી પદમણી બોલીયાં, સુણજો ભાભી વાત;
વચન આપો મુજ હાથમાં, તો માગુ હું તમ પાસ. ૬

વચનજ આપ્યું મુજ હાથમાં, નવ ઉથાપુ તમ બોલ;
જે માગો તે હાજર કરૂં, કરશે એનું સઉ તોલ. ૭
વળતી પદમણીએ માગ્યું, શ્વાન બે છે તમ પાસ;
તે માગું હું તમ કને, શેત્રંજ સુનાં બે હાથ. ૮
જેવું પદમણીએ માગ્યું, મન કચવાણું તે વાર:
વચન આપેલું સૌ દેખતાં, તે કેમ મિથ્યા થાય. ૯
મન પસ્તાવું અતિ ઘણું, ક્રોધ ચઢયો મન માંય;
શુ કરે સૌ દેખતાં, નહી તો મારે ત્યાં. ૧૦
બળવંતા બઉ કેશરી, ઘણા પ્રાક્રમી કામ;
શેત્રંજ સુનાં બે શ્વાન તો, તે આપ્યા તે ઠામ. ૧૧
કવિજન કહે છે એટલું, કેવા પ્રાક્રમી પુર;
રણ વિશે જોદ્ધા ચડે, મારી કરે ચકચુર. ૧૨

સેત્રંજ સુનાને કદાપી આપત નહી પણ શું કરે, સઉ દેખતાં વચન આપેલું તેથી લાચાર થઇ આપવા પડયા, વચન સ્ત્રી પુરૂષનું પણ છે તેમાં રજપુત રાઠોડ તથા ગરાશીઆ વગેરનું આપેલું વચન કદી ફરે નહીં. હિંદુ લોકોમાં એક બીજાને વચન આપે છે ને થોડાજ લોક પાળે છે ને બીજા ઘણા ખરા લોકો પાળતા નથી, ને કહે છે કે એવી તાળી આપી તેમાં શું થઇ ગયું, પણ એ નહી, ને જો આપ્યું તો તે કર્યા વગર રેહેવું નહી, વચન વિશે;--

## રાગ છપ્પો.

વચન આપ્યું જો હાથ, કામ તેનું તો કરવું;
નવ થાએ મન માંહે, કદી કરમાં નહી ધરવું.
વચન આપ્યું જો હાથ, કામ કરવું તે હીતે;
વચન આપ્યું જો હાથ, તો તે કરવું ઘણી પ્રીતે.

વચન આપ્યું જો હાથથી, નવ પળે જેના થકી;
કવિ જનતો સાચું કહે, તે તો માણસમાં નથી. ૧

જે નર પાળે વચન, તે તો ઘરનો છે સુત્ર;
જે નર પાળે વચન, ખરો પીતાનો પુત્ર,
જે નર પાળે વચન, તેને તો સઘળા માને;
જે નર પાળે વચન, પ્રિત ઘણેરી આણે;
જે નર પાળે વચન, તેને તો કેવો કહેવો,
જે નર પાળે વચન, તે તો દેવના છે જેવો. ૨

જે નર પાળે વચન, દેવ તેને પરસન,
જે નર પાળે વચન, તેનો સ્વર્ગમાં વાસ છે;
દાસ નરોતમ એમ કહે, વચન કેરો પ્રતાપ છે. ૩

તે રજપુતની દીકરીએ પોતાનું વચન પાળીને તેની નણંદ પદમણીને સેત્રંજ અને સુના એ બંને સ્વાન આપ્યા. હવે પરણી રહ્યા પછી મંજીપરમાર મંડપની બહાર આવી જુવે છે તો ઘણાક ફરતા ગામના બ્રાહ્મણો રાજાને ઘેર લગ્ન છે એમ જાણી માંડવાની અગાડી પછાડી ઝુમ ઝુમી રહ્યા હતા તે જોઈ મંજીપરમારે પોતાના બે મામાને બોલાવ્યા ને કહ્યું કે એક એક બ્રાહ્મણને એક એક ગાય ને પાંચ પાંચ મહોર આપો. મંજીપરમારનો હુકમ થયો કે તુરત બ્રાહ્મણોને દાન આપવા માંડયું ને જ્યાં સઘળું દાન અપાઈ રહ્યું એટલે બ્રાહ્મણોએ મંજીપરમારને આશિર્વાદ દેવા માંડયો, ને પુરબા-દેશની ચારે મેર ફરતાં શેહેરમાં મંજીની કીર્તી ગવાવા માંડી. હવે ચંદ્રજય રાજાએ મંજીપરમારની સાથે આવેલા તમામ લશ્કરના માણ-સોને તેઓના હક્ક પ્રમાણે વસ્ત્ર તથા ઘરેણાંનો સરપાવ આપ્યો

મંજીકુંવર પોતાની રાણી પદમણીને સાથે ધઈ શહેરની વચ્ચે જ્યાં માતાજીનું દહેરૂં હતું ત્યાં હાથીપર બેસી પુજા કરવા ગયા તે વખતે તેઓ ચંદ્ર સુરજની પેઠે શોભતાં હતાં કેમકે તેઓનાં સ્વરૂપજ એવાં હતાં, પુજા કરી રહ્યા પછી તેઓ પોતાને મોહોલે આવ્યા. ચાંદા તથા ટીલાને પણ ઘણો સારો સરપાવ મળેલો હતો, તેઓએ લગનના પાંચ છ દિવસ વિત્યા એટલે મંજીને નીચે પ્રમાણે કહ્યું:--

**દોહરો.**

ભાણેજ મારા સાંભળો, લીલા થઇ ઘણી લેહેર;
હુકમ કરો જો રાજવી, જઇએ આપણે શેહેર.

**મંજીપરમાર**—અરે મામા લસ્કરને તઇયાર કરો. આપણે રાજાની રજા લઈ કાલ સવારે નીકળી પડશું, તેવાજ બંને જણે લસ્કર તઇયાર કર્યું ને સાંજ પોહોરના કુંવર પાસે આવી કહે છે કે "સાહેબ બધું લસ્કર તૈયાર છે."

**મંજીપરમાર**—તમે આજ બધું લસ્કર લઇ ચાલતા થાઓ હું કાલે સવારમાં આવીશ, પણ અગાડી જઇ મારા આવતા સુધી મુકામપર થોભવું "જાઓ હવે તમને રજા છે." એટલે બંને ભાઇ લસ્કર લઇ ધઢચંપા તરફ જવા નિસર્યા.

હવે રાત પડી એટલે મંજીપરમાર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો એટલામાં રાજા ચંદ્રજય તથા મેણમંગળશા વજીર એ બંને જણા મંજીપરમારને મળવાને આવ્યા ને વાતચીત કરવા લાગ્યા.

**મેણમંગળશા**—સાહેબ કાંઇ વિચારમાં પડયા હોય એમ લાગે છે.

**મંજીપરમાર**—હવે અમને રાજા બહાદુર રજા આપે એટલે કાલ સવારે અમે નીકળી પડીએ.

**વજીર**—હમણાંને હમણાં જવાય નહીં.

**મંજીકુંવર**—હવે મારૂ મન મારી માતુશ્રીને જઇ મળવાનું છે તેમજ હજુ મારે ઘણી વાતના બંદોબસ્ત કરવાના છે નહીતો મને રહેવાને હરકત નથી કેમકે આ ઘર પણ મારૂંજ છે.

**રાજા**—પણ સાહેબ પંદર દિવસ રહ્યા વગર જવાય નહિ.

મંજી એ વાત ખરી પણ હવે કાલે તમારે અમને વળાવવા જોઇએ નહીં તો ધટચંપામાં ઉથલ પાથલ થઇ જાય. રાજા ચંદ્રજય તથા મેણમંગળશા વજીરે મંજીને ઘણા સમજાવ્યા તથા રાણી સુલક્ષણાએ પણ પોતાના જમાઇ જાણી કહ્યું પણ કોઇનું માન્યું નહી ત્યારે બધાએ કહ્યું કે જ્યારે તમારો જીવ ઉચો છે ત્યારે અમે તમને કાલે વિદાય કરીશું એમ કહી સૌ જણ મંજીપરમારને લઈ જમવા ગયા. જમી રહ્યા બાદ પાન સોપારીનાં બીડાં ખાધાં ને રંગમોહોલમાં બેસી અનેક પ્રકારની વાતો કરવા માંડી; થોડા વખત પછી બધાં ઉઠી ગયાં ને મંજીપરમાર સુવાને ગયાં ને થોડીવારે નિદ્રાવશ થયા.

બીજે દિવસે પ્રભાતનો પોહોર થયો એટલે મંજીપરમાર ઉઠી દંતધાવન તથા સ્નાન કરી જુગત અંબાની સેવા પુજા કરી પરવાર્યાં. એટલે ભોજનનો વખત થયો. ભોજન કરી રહ્યા પછી રાજા ચંદ્રજયે વળાવાની તૈયારી કરવા માંડી. પદમણીને પેહેરવાને નવ રંગી વસ્ત્રો તથા હીરા રત્નજડીત શણગાર તથા અમૂલ્ય મોતીની માળાઓ આપી. રાજા ચંદ્રજયે પદમણીને વળાવવાની તઇયારી કરી તે જોવાને સઘળાં લોકો એકઠાં થયાં.

હવે મંજીપરમારે પણ પોતે તઇયાર થઈ કાળભેરવને સંભાર્યો, એટલે કાળભેરવ તતક્ષણ આવી રેવંતપર બેઠો, ને પોતે રાણું પદમણીને લઈ રથમાં બેઠા. અને તેની જોડે એકેક બાજુએ સેત્રંજ તથા સુના એ કુતરા પણ બેઠા. રાજા ચંદ્રજય, મેણમંગળશા વજી

તથા રાણી સુલક્ષણા પોતાની પુત્રી તથા જમાઇને ઘણી ખુશીથી પુરબાદેશની બહાર ત્રણ ગાઉ સુધી વળાવા ગયા, ને ત્યાં પોતાની પુત્રીને શિખામણ દઈ તથા એક બીજાને ભેટો કરી પાછા પોતાના નગરમાં પ્રવેશ કર્યો. હવે મંજીપરમારે પોતાનો રથ ઝડપથી હંકાવી લશકર પડયું હતું ત્યાં આવી મામાને મળ્યા ને થોડીવાર ત્યાં આરામ લઇ મુકામ ઉઠાવી આગળ ચાલ્યા ને થોડા દીવસમાં ઘઢચંપાની લગભગ આવી પહોંચ્યા, ઘઢચંપા જ્યારે આશરે એક ગાઉ રહ્યું ત્યારે ત્યાં મુકામ કર્યો ને લશ્કરને શહેરમાં રવાને કર્યું.

લશ્કર શહેરમાં જઇ ઠેકાણે પડયું ને દીવાનને ખબર થતાંજ કુંવરની ભેટ કરવા સારૂ સારા સારા સરપાવ લઇ રાણી જેજેવંતીને મોહોલે ગયા. ને ત્યાં કુંવરની રાહ જોતા બેઠા. રાણી જેજેવંતી તથા રત્નાવળી પણ રાહ જોતાં બેઠેલા હતાં. હવે સાંજ પડી એટલે મંજીપરમારે ત્યાંથી મુકામ ઉઠાવી પોતાના શહેર તરફ પ્રવેશ કર્યો. ને થોડીવારમાં ઘઢચંપાના દરવાજા આગળ આવ્યા. જેવા કુંવર દરવાજામાં રથ હંકારવા ગયા કે તુરત જોગમાયા કાળી માતા વિક્રાળરૂપ ધારણ કરી આવી ઉભા ને—

**કાળીકાજી**—અરે કુંવર તમારૂં વચન પાળો જ્યાં કુંવરે એવું સાંભળ્યું કે તરત કેડમાંથી જમાઇઓ કાઢી પોતાનું મસ્તક આપ્યું તે લઇ માતાજી અંતરધ્યાન થઇ ગયા. ચાંદો તથા ટીલો પદમણીને એકલી મુકી શહેરમાં નાશી ગયા ને ત્યાં વાતો કરવા લાગ્યા.

**ચાંદો**—અરે ભાઈ ટીલા! મંજીકુંવરને આપણે હાથે મારવો ન પડયો, એ તો એની મેળેજ મુઓ.

**ટીલો**--પણ આતો મને નવાઇ લાગી, એણે શું કરવા પોતાનું માથું કાપી આપ્યું હશે ?

**ચાંદો તથા ટીલો**—( એક એકને ) એનું માથુ કોઇ રાક્ષણી આવી લઇ ગઇ. ચાલો હવે ઠીક થયું. હવે આપણે જુદ્ધમાં જવાનું મટી ગયું, ને કશી વાતની ફીકર રહી નહીં. પણ કાલે શું થશે. તેનો કાંઈ એ મુરખાઓએ વિચાર કીધો નહીં.

હવે રાણી પદમણીનો જીવ એકદમ ઉડી ગયો, ને વિચાર કરવા લાગી કે એણે શા વાસ્તે માથુ કાપી આપ્યું ને એ લેઈ જનાર કોણ ? પદમણી ઘણી ચતુર હતી પણ આ વખતે ચતુરાઈ કાંઇ ચાલી નહીં, કંઇ સમજ પડી નહીં, પોતાનો પેહેરેલો શણગાર તોડી નાંખવા માંડયો, માથાની લટો ચુંટી નાંખવા માંડી, ને પોતાના ધણીનું ધડ પાસે પડયું હતું. તે પોતાના ખોળામાં લઈ બહુ જોસથી રૂદન કરવા માંડયું.



# જુજ કિંમતમાં ઇંગ્રેજી શીખવું છે?

**થોડા વખતમાં થોડી મહેનતે જરૂર જેટલું ઇંગ્રેજી શીખવના**

આજકાલ સર્વ બાબતોમાં અને સર્વ ઠેકાણે ઇંગ્રેજી ભાષાને પ્રચાર થવાથી ઇંગ્રેજી નહી જાણનારાઓને શું નથી વેઠવું પડતું? સારી બુદ્ધિ હોવા છતાં તેમજ સારા હુન્નરો આવડતા હોવા છતાં ફક્ત ઇંગ્રેજી નહિ જાણવાથી કેટલાક બુદ્ધિશાળી યુવકો પાછળ રહ્યા છે. જો આવુંજછે તો ખરીદો.

## ધી સેલ્ફ ઇંગ્લીશ ઇન્સ્ટ્રકટર

# રાજભાષા. ભાગ ૧–૨ જો.



આ પુસ્તક ઇંગ્રેજી ભણનારાઓને એક રત્નરૂપ છે. થોડી મહેનતે અને થોડું થોડું ભણવાથી આ પુસ્તકના આધારે ઇંગ્રેજી શિખી શકાય છે. અક્ષર જ્ઞાન, લખતાં, બોલતાં કાગળ લખતાં વગેરે શિખવાનું આ ઉત્તમ સાધન છે. આજ સુધી આવી જાતની બહાર પડેલી તમામ બુકો કરતાં આમાં દોઢો સમાસ છે. નાનપણમાં ભણવાનો યોગ નહીં પામેલા યુવાનોને ઇંગ્રેજી ભણવાનું આ એક અમૂલ્ય સાધન છે. પૃષ્ઠ સંખ્યા ૩૬૪ છે. આટલી સગવડના હોવા છતાં કિંમત દરેક ભાગની રૂ. ૧॥ મુજબ. બંને ભાગ સાથે લેનારને રૂ. ૨॥ પોસ્ટેજ ૮ આના.

મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ત્રણ દરવાજા—અમદાવાદ

ધર્મ વિજય પ્રી. પ્રેસ રતન પોળ–અમદાવાદ.